પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૨૦૦૩ સને ૧૯૪૭



પુસ્તક મળવાનું ઠેકાણું

૧ **શિવસદન મુ. મઢડા**
(શીહોર થઇને) કાઠિયાવાડ.

૨ **સુલક્ષણા કુટિર**
**પાલીતાણા** કાઠિયાવાડ.

૩ **શા કુંવરજી દેવસિંહની કાં.** લી.
હાર્ડવેર મર્ચન્ટ લુહારચાલ મુંબઇ નં. ૨



: મુદ્રક :
અમરચંદ બહેચરદાસ મહેતા
બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસ—પાલીતાણા.

# દિવ્ય બાળિકા

પદ

ભીમપલાસ ત્રિતાલ

દિઠી મે નજર દિવ્ય બાળિકા,
સુન્દરતા હતી એના તનમા,
ક્ષમા, નમ્રતા, સમતા મનમા—દિઠી
કચ્છડાને પાવન કરનારી,
સુન્દર નામ રતન ધરનારી,
દિલમા ભાવ ભક્તિ ભરનારી—દિઠી. ૧
વીરના ઘરમા પુન્યે આવી,
સૌના અંતરંગમા ભાવી,
સુવાસ ગુણ પુષ્પોની લાવી—દિઠી ૨
ચંચલ, ચતુર ને સમજુ, શાણી,
વદતી પ્રિયકર મનહર વાણી,
નિજ સમ જોતી જગના પ્રાણી—દિઠી ૩
સખિયો સંગે રંગે રમતી,
વિદ્યા કળા એને ઉરમા ગમતી,
વડીલોને પ્રીતિથી નમતી—દિઠી ૪
સાધુ સંત નિરખી હરખાતી,
મધુર કંઠથી વીર ગુણ ગાતી,
શિવપદને ચિત્તમા નિત ચહાતી—દિઠી ૫

શ્રદ્ધા, ભક્તિ અને સરલતાની મૂર્તિ ચારુશીલા સ્વ સુપુત્રી રતનને
સપ્રેમ સમર્પણ ગુણપૂજક શિવબાપુ

# ભાતું

ગુણાનુરાગી, જિજ્ઞાસુ, સત્સંગપ્રેમી અને પરોપકારી શ્રી **ટી. જી. શાહ** વર્ષો પહેલાં મદડા મુકામે **શિવજીભાઈને** મળવા આવ્યા હતા. એ ત્રણ દિવસ તેઓ રહ્યા હતા. વિદાય થતી વખતે તેમને **શિવજીભાઈએ** ભાતું આપ્યું હતું તે તેમણે આજ સુધી સાચવી રાખ્યું છે.

પુનાથી તા. ૧૭–૪–૪૭ ના પત્રમાં તેઓ **શિવજીભાઈને** લખે છે કે વ્હાલા સુરખ્બી **શિવજીભાઈ!** મદડા મુકામે આપેલું ભાતું હજી ખાઈએ છીએ અને રસાસ્વાદ લઈએ છીએ.

## ભાતું

પરની ભલાઈ અલ્પ પણ, આનંદથી કહેતો ફરૂં,
પરની બુરાઈ કોઈ પાસે. બોલતાં દિલમાં ડરૂં;
થઈ મારે હાથે ભલાઈ કોની, ઉર વિષે તે નવ ધરૂં,
બુરાઈ કોની જે કરી મેં, જીવનભર નહિ વિસરૂં.

શ્રી **ટી. જી. શાહની** પેઠે જે નરનારી આ ભાતું ખાશે તેનું જીવન સફળ બનશે એમ અમે માનીએ છીએ.

પ્રકાશક



સ્વ. બ્હેનશ્રી રતનબાઈ વીરજીભાઈ લધા

જન્મ:-
સં. ૧૯૮૮ ના
વૈશાખ સુદી ૧૪

સ્વર્ગવાસ:-
સં. ૨૦૦૦ ના
ભાદરવા વદી ૨

# સ્વ૦ સુપુત્રી રતનની જીવન-ઝરમર

શ્રદ્ધાની મૂર્તિ,

તારાં કેટકેટલાં સ્મરણો આજે જાગી ઉઠે છે! તારૂં નિર્દોષ બાળપણ, તારા મીઠા મધુરા બોલ, તારો સ્ફટિકશો આત્મા, તારી ભક્તિરસ, તારો મધુરો કંઠ, તારી ક્ષમા, નમ્રતા, સમતા, તારી વિદ્યા અને કળા તથા સૌથી વિશેષ તારી સાધુ સંતની ભક્તિ ભાવના બધું યાદ આવે છે અને મારૂં હૃદય હલી જાય છે. તું આટલી વહેલી અમને બધાંને છોડીને ચાલી જઈશ તે તો કલ્પના જ કોની હોય!

બહેન! તું શત્રુંજયની યાત્રાએ આવી ત્યારે તું નાની બાલિકા હતી. તું મીઠું મીઠું ગાતી. મેં તને પ્રથમ દીઠી અને કોણ જાણે કેમ પણ મારા હૃદયમાં તારા માટે પુત્રીનો પ્રેમ ઉછળી આવ્યો. મેં તને 'પ્રેમનો સાગર' (કાફી) પદ સંભળાવ્યું. એ પદ તેં કંઠે કરી લીધું અને એ ગાતાં ગાતાં તારાં અંગેઅંગ પ્રેમમય થઈ જતાં તે જોઈને હું તને 'પ્રેમનો સાગર' કહેતો કારણ તું પ્રેમની મૂર્તિ હતી.

યાદ છે? આપણે તારા પૂ. પાલક પિતા શ્રી વીરજીભાઈ,* તારા પૂ. બા શ્રી લક્ષ્મીબાઈ અને તું બધા એક વખત મહાબળેશ્વર ગયા હતા તે દિવસો કેવા આનંદ

---

*ચિ. રતનના પિતાશ્રી નરસિંહભાઈ છે પણ રતનને શ્રી વીરજીભાઈએ પોતાની પુત્રી બનાવી હતી અને તે તેના પાલક પિતા છે.

અને શાંતિના હતા. તું અને હું નવનવાં ગીતો ગાતાં અને કેવાં બધાંને ભક્તિરસમાં તરબોળ બનાવી દેતાં.

એ હેપીહોમનું આંગણું તારા કિલ્લોલથી ગુંજી ઉઠતું. હીંડોળે હીંચતાં જ્યારે તું 'ચલી રે ચલી મેરી નાવ ચલી રે' એ ગીત તું હલકથી ગાતી ત્યારે તે ગાનમાં તું એવીતો લીન થઇ જતી કે અમે બધાં તે સાંભળીને મુગ્ધ થઇ જતાં અને તું વારંવાર ગાયા જ કરતી. એ તારૂં નિર્દોષ હાસ્ય અને પ્રેમભરી નિર્મળ આંખડીઓ ભૂલ્યાં ભૂલાય છે કંઇ?

× × ×

નલીયાના એ દિવસો, એ ભજનની ધૂનો, તારી ભક્તિભરી ભાવનાઓ, તારૂં અમૃતભર્યું મુક્ત હાસ્ય આજે પણ મારી નજર સામે ખડાં થાય છે. આપણે ભજનનો કાર્યક્રમ રાખેલો. નલીયાના ભાવિક બહેનો, બાળકો આવતાં. હું ભજનો ગાતો અને તું અમિનેષ નયને મારી સામે જોઇ રહેતી. તું એ ગીતો ઝીલતી અને ઝીલાવતી. એ મધુર મીઠો તારો કોકિલ કંઠ આજે પણ યાદ આવે છે અને તારી મૂર્તિ આંખ સામે ખડી થાય છે. પૂર્વજન્મના એવા તો સુસંસ્કારો ભરીને તું આવી હતી કે તું સૌને પ્રિય લાગતી.

એક દિવસ ભજનો પૂરાં થયાં, હું ઉઠયો અને આરામ માટે જતો હતો. તું હજીપણ ગીતના લક્ષ્યમાં મગ્ન હતી. 'ચલી રે ચલી' નું તારૂં પ્રિય ગીત તું વારંવાર ગાતી હતી. તારી દૃષ્ટિએ હું આવી ગયો. હું ત્યાં જ

ગૂંથી ગયો તારૂં તે વખતનું નિર્દોષ-નિર્મળ હાસ્ય અલૌકિક હતું

મારા કમરામાં હું પહોંચ્યો, પણ મારા કાન તો તારી પાસેજ હતા તારૂં ગાન મારા કાનમાં ગુંજી ઉઠયું અને મને એક ભક્તિભર્યા ગાનની ધૂન લાગી 'ચલી રે ચલી મેરી નાવ ચલી રે' એ તારા પ્રિય ગીતની ચાલ ઉપર 'પ્રભુ ભક્તિની મસ્તીમાં મસ્ત રહો રે' એ પદ બનાવ્યું તે સાંભળી તું નાચી ઉઠી તેં એ પદ તો કંઠે કર્યું અને નલીયાની શેરીએ શેરીએ એ પદના લલકારથી ગાજી ઉઠી

પછી તો તારા કંઠે મને પ્રેરણા આપી 'સ્વપ્ને મિલા પ્રભુ વીર રે' એ ગાન મારા હૃદયમાંથી નીકળ્યું અને તે પણ તારા કંઠે ઝીલી લીધું પછી 'વીર એક તારો આધાર' રચાયું અને તેને તેં અપનાવ્યું મારા હૃદયની ઉર્મિઓ ઉછળી અને ગાનના ઝરણાં ફૂટયાં એ બધા ગાનો ગાઈ ગાઈને નલીયાના સ્ત્રી પુરૂષોને તેં તેના બનાવ્યા નલીયાની બહેનો-બાળાઓ પાણી ભરવા જતા કે રસ્તે જતા એ ગીતો ગાવા લાગી અને ગીતોની ધૂન મચી રહી

એ પદો આજે પણ જ્યારે જ્યારે હું ગાઉં છું ત્યારે મોહિની રતન તું યાદ આવી જાય છે, આંખો સજળ થઈ જાય છે અને અશ્રુબિંદુ સરી પડે છે મારી વિદાયનું દ્રશ્ય આજે પણ મારી આંખ સામે ખડું છે જીવનપર્યંત એ દ્રશ્યને હું કેમ ભૂલી શકીશ તારા પિતા શ્રી નરશીભાઈએ સૌને જલેબી ખવરાવી, દુધ-ચા પ્રેમથી પીવરાવ્યા સૌ સ્નેહીજનો ભજનો ગાતા ગાતા બહાર નીકળ્યા રસ્તામાં

એ ભજનોની ધૂન સાંભળી લોકો થંભી ગયાં અને આશ્ચર્ય ચકિત થઈ એકઠાં મળ્યાં. મોટર સ્ટેન્ડ પાસે મોટો મેળો જામ્યો. શ્રી નરશીભાઇએ વસમી વિદાયનું વ્યાખ્યાન આપ્યું અને સૌની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડ્યાં. પ્રિય પુત્રી રતન! તારૂં સ્નેહ ને ભાવભર્યું રૂદન આજે પણ હું સાંભળું છું. તારી વિદાય એ શું છેવટની હતી અને તે માટેજ શું તું મારા આત્માને હલાવી રહી હતી?

હું કાશ્મીર ને પંજાબના પ્રવાસમાં હતો ને એકાએક તારા પિતાનો તાર મળ્યો. એ તારના અક્ષરોને સાચા માનવા હું તૈયાર નહોતો. મારી મોંઘી પુત્રી–દિવ્ય બાળા અમને બધાંને એકલાં છોડી કેમ ચાલી જાય! પણ તું રીસાઇને દિવ્ય લોકમાં કિન્નરોનાં ગાન ગાવા ચાલી ગઈ તેમ ખાતરી થતાં હૃદય હાથમાં ન રહ્યું, અસહ્ય વેદના થઈ. એ આઘાત આજે પણ સાલે છે. તારા ગુણો–આત્માના ગુણો અને તારો આત્મિક પ્રેમ, તેની દિવ્ય સુગંધ આ જીંદગીમાં તો કેમ ભૂલાય? તારા ગુણોના સ્મરણરૂપે મને 'દિવ્ય બાલિકા' કાવ્યની સ્ફુરણા થઈ અને એ કાવ્ય તારે સાંભળવું છે? એ તો તારા માટે ઝૂરતા અને તને હંમેશાંને માટે યાદ કરતા તારા પાલક પિતા વીરજીભાઈના પાસેથી સાંભળવું જોઇએ. જેમણે જેમણે એ દિવ્ય પદ તેમના હૃદયમાંથી ગાતાં સાંભળ્યું છે તે મુગ્ધ બની ગયાં છે. પૂજ્ય લાલન તો એ સાંભળી નાચી ઉઠ્યા હતા. તારાં માતુશ્રી લક્ષ્મી-બાઇએ જ્યારે તે પહેલવહેલું સાંભળ્યું ત્યારે તે અશ્રુઓને ખાળી ન શકી. તારા ઉપરનું વાત્સલ્ય ઉભરાઈ આવ્યું. તે કાવ્યને તારા ફોટા સાથે મઢાવીને પોતાની પાસે રાખ્યું

અને તારા અનેકવિધ સ્મરણો એ ગાન અને એ છબી જગાવી જાય છે. એ છબીને તારા માતુશ્રી પુષ્પો ચઢાવે છે અને તને યાદ કરે છે

તારા જન્મદાતા પિતા **નરશીભાઈ** તો જેમ જેમ એ ગાન સાંભળતાં ગયા તેમ તેમ રડવા લાગ્યા. તારી બેનના **હીરબાઈ** તો સાંભળીને ચોધાર આંસુએ રડી પડયા તારા પાલક પિતા-માતા અરે તારા કુટુંબીજનો રડી પડે તો જન્મદાતા માતાપિતા તો રડે જને! તારા પૂ. સાસુ પણ એ સાંભળીને રડી ઉઠયા

ચારુશીલા સુપુત્રી! તારા વિના લક્ષ્મીબાઈને કયાંયે ગમતુ નથી તુ તેમના કોમળ હૃદયને અને તારી પ્રત્યેના નિ:સીમ પ્રેમને જાણ્યા-જોયા વિના કેમ ચાલી ગઈ? તે તો તારા ગયા પછી તારા વિયોગથી ઝૂરી ઝૂરી અડધા થઈ ગયા છે તારા પિતા **વીરજીભાઈ** તો ૨૮ રતલ ઘટી ગયા

તેમના મનની શાંતિને માટે અમે બધા મહાબળેશ્વર ગયા ત્યાં 'રાજુલના ગરબા' મેં બનાવ્યા અને એ વીરજીભાઈ તથા લક્ષ્મીબાઈને બહુજ પસંદ પડ્યા તને પણ ગમે એવા છે તારી યાદ ભૂલી ભૂલાતી નહોતી હૃદયનો સંતાપ ઠારવા અમે કાશ્મીર ગયા તને યાદ કરી કરી દરરોજ ભજન ગાતા, પણ અમે ઘડી પણ તને વીસરી શક્યા નથી તુ પણ જ્યાં હઈશ ત્યાં અમને પ્રેમભરી તારી દિવ્ય આંખડીઓથી યાદ કરતી હોઈશ તુ તો સ્વર્ગમાં બેઠી છો દિવ્યગાના ગાન ગાઈને તારા હૃદયના પવિત્ર આત્માની જ્યોત જગાવી જગાવી ગુણ-પુષ્પોની સૌરભ પ્રસરાવી રહી છો તો એ સૌરભની થોડી સુગંધ અમને પણ મોકલીશને?

આત્મપ્રિય બાળા! વિવેકના ભંડારરૂપી તને આ 'વિવેક-વાટિકા અર્પણ કરી હું મારૂં તારા પ્રત્યેનું ઋણ અદા કરૂં છું.

એ પદો તને તો ગમશેજ પણ જે જે બહેન-ભાઇઓ ગાશે તેનો આત્મા નાચી ઉઠશે, તેનું કલેજું ઠંડુ થશે, એ પુન્ય તારા આત્માને મળશે. તારો દિવ્ય આત્મા ચિરઃશાંતિ પામશે.

ધન્ય તારો આત્મા. ધન્ય તારી ભાવના, ધન્ય તારૂં જીવન, ધન્ય તારાં માતા-પિતા, ધન્ય તારાં પૂજ્ય વીરજી-ભાઈ અને પૂ. લક્ષ્મીબા, ધન્ય તારી જન્મભૂમિ, અને ધન્ય તારા દિવ્ય ગુણો!

**પાલીતાણા.**
સુલક્ષણા કુટિર
અ. શ્રાવણ શુદ ૧
૧૯-૭-૪૭.

ગુણ પૂજક
**શિવ બાપુના**
આશીર્વાદ

# પ્રકાશકના બે બોલ

ભક્ત કવિ **શિવજીભાઇની** અઢાર વર્ષની ઉમ્મર હતી ત્યારે તેમને કાવ્ય બનાવવાની પ્રેરણા થઇ એથી તેમણે પીંગળનો અભ્યાસ કર્યો તેમની વીસ વર્ષની ઉમ્મર થઇ ત્યારથી પ્રસગને અનુસરતા કાવ્યો તેઓ રચતા

કચ્છ નલીયા નિવાસી વિરકત અને જ્ઞાની એવા **માલસિંહભાઈ ભોજરાજના** સતસગનો લાભ **શિવજી-ભાઈએ** ખૂબ લીધો તેમજ શ્રીમાન્ **નરસિંહભાઇ સોજપાર** પાસેથી પણ પ્રાથમીક ધાર્મિક દર્શન, સામાયિક, પ્રતિક્રમણાદિ વિધિ-વિધાનનો અભ્યાસ કર્યો તે પછી શા **ચત્રભોજ ખીંયશી** પટેલ પાસેથી માર્ગોપદેશીકા ભણ્યા અને પડિત **લાલન** પાસેથી પતજલી યોગદર્શનનો અભ્યાસ કર્યો

સવત ૧૯૫૮ મા તેઓ પાલીતાણે ન્યાયશાસ્ત્ર ભણવા આવ્યા ત્યારે તેમની ઉમ્મર ૨૨ વર્ષની હતી અને ગનારસ સ્વ **વિજય ધર્મસુરિ** પાસેથી સ્યાદ્વાદ મજરી અને રત્નાકર અવતારીકા ભણ્યા ત્યારે તેમની ઉમ્મર ૨૪ વર્ષની હતી તે પછી તેમને ભણવાનો સમય ન મળ્યો કારણ તેમણે પાલીતાણામા સ્થાપન કરેલા **જૈન ધર્મ વિદ્યા પ્રચારક વર્ગ** અને તે દ્વારા ચાલતી **બોર્ડીગ** માટે તેમને ભારે પરિશ્રમ કરવો પડતો તેમજ કચ્છને ગામડે ગામડે પાઠશાળાઓ ને કન્યાશાળાઓ તેમણે ચાલુ કરી સવત ૧૯૬૫ મા તેમણે કચ્છ હાલારમા પ્રવાસ કરીને ગરીબ

વિદ્યાર્થીઓ એકઠા કર્યા અને **જૈન બાલાશ્રમ**ની સ્થાપના કરી, જે આજ સુધી કચ્છ **નલીયા**માં ચાલે છે.

સંવત ૧૯૫૯ થી ૧૯૬૯ સુધીના તેમનાં વર્ષો કેળવણીના પ્રચાર અર્થે અને પુસ્તક પ્રસિદ્ધી અર્થે ભારે પ્રવૃત્તિમાં ગયાં.

તે પછી પાલીતાણામાં જળપ્રલય થયો અને તેની તેમના મન ઉપર જબર અસર થઇ. તેમણે તે પછી મઢડામાં રહેવાનું રાખ્યું. થોડો સમય સંગ્રહણી સાથે યુદ્ધમાં તેઓ ઉતર્યા અને **હોમ રૂલ**ની હાકલ પડી. **શીવજીભાઈ**એ એ હાકલ સાંભળી તેથી તેઓ ગુજરાતને ગામડે ગામડે ભમ્યા. પછી તો **મહાત્માજી**એ ખેડામાં સત્યાગ્રહ શરૂ કર્યો. તેમાં **શિવજીભાઇ** જોડાયા. તાત્પર્ય એ કે જે જે પ્રવૃત્તિમાં તેઓ જોડાયા તે તે પ્રવૃત્તિને લગતાં કાવ્યો તેમણે રચ્યાં. સમાજ, સંપ્રદાય અને દેશ ભક્તિના તેમના ગુજરાતી, કચ્છી અને હિન્દી પદો ખૂબ પ્રચાર પામ્યાં છે.

સંવત ૧૯૬૬ માં **શિવ વિનોદ** ભાગ ૧–૨–૩ માં **શા મેઘજી હીરજી જૈન બુકસેલરે**, **શિવજીભાઇ**નાં કાવ્યો પ્રસિદ્ધ કર્યાં. તે પછી ભાગ ૪ થો અને પાંચમો અમે પ્રસિદ્ધ કર્યો. સને ૧૯૩૯ માં ભાઇ **સોજપાર કેશવજી ભગાડ** તરફથી **લઘુ પદ્યાવલિ** પ્રસિદ્ધ થઇ તે પછી સને ૧૯૪૨ માં **શા માણેકજી કલ્યાણજી**એ **ઉર્મિઓ** નામથી નાનકડી પુસ્તીકા પ્રગટ કરી, તે પછી સને ૧૯૪૬ માં **મુક્તિની ચાવી** અમે પ્રગટ કરી અને થોડાજ સમય પહેલાં **ભક્તિની મસ્તી** અમે પ્રગટ કરી.

આજે કોઇપણ પુસ્તિકા મીલીકમા નથી તેથી અમે વિવેક વાટિકા પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો. શિવજીભાઇના ૧૨૦૦ થી ૧૫૦૦ કાવ્યોમાથી લગભગ ૩૭૫ કાવ્યો અમે પસંદ કર્યાં. પણ કાગળની અને છપાઇની અસહ્ય મોંઘવારી હોવાથી પુસ્તક પ્રસિદ્ધ કરવાની અમારી હિંમત નહિ ચાલી. અંતે કચ્છ નલિયા નિવાસી શેઠ વીરજી લધાભાઇએ રૂપીયા એક હજારની સહાયતા આપી. એટલે અમારા પગમા જોર આવ્યુ અને પુસ્તક પ્રગટ કરવાનો અમે મક્કમ ઠરાવ કર્યો પણ જ્યારે હિસાબ કર્યો ત્યારે અમો ઠંડા પડી ગયા કાગળોની અને છપાઈની મોંઘવારીનો ખ્યાલ જ્યાસુધી એ લાઇનનો અનુભવ ન હોય, ત્યાસુધી આવેજ નહિ અમે શિવજીભાઈના સ્નેહી વર્ગની સહાયતા માગી અને તેમણે ઉદારતાથી સહાયતા આપી આ સ્થળે અમે એ સર્વે સજ્જનોનો અંતરથી ઉપકાર માનીએ છીએ તેમજ શ્રી સુમતિચંદ શિવજીભાઇએ ધંધાના રોકાણ છતા પુસ્તકને અંગે બ્લોકો ઝેકેટ વિગેરે તૈયાર કરવામા જે વખતનો ભોગ આપ્યો છે તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ તે સિવાય ખરી સહાયતા તો અમને પાલીતાણા શ્રી બહાદુરસિંહજી છાપખાનાના માલેક શ્રી અમરચંદ બહેચરદાસની મળી છે. તેમણે શિવજીભાઈ સાથેનો જુનો સંબંધ સાચવ્યો છે અને પ્રુફ સુધારવામા સહાયતા કરી છે અને પુસ્તક સુંદર બને તે બદલ ખૂબ કાળજી રાખી છે

વાચક વર્ગને અમારી પ્રાર્થના છે કે અમે જે શિવજીભાઈના કાવ્યોનો સંગ્રહ કર્યો છે તેમાથી સાર

ગ્રહણ કરશો; કારણ એ સંગ્રહમાં જેમ પ્રભુ ભક્તિનાં કાવ્યો છે તેમ દેશ સેવાનાં પણ છે. સાધુ, સંતો, પ્રભુ-ભક્તો, દેશ-સેવકો, સમાજના આગેસરો અને મહાસેવાનાં કાવ્યો પ્રસંગોચિત શિવજીભાઇએ રચ્યાં છે ને આગે આ પુસ્તકમાં પ્રગટ કર્યા છે. કચ્છ, કાઠિયાવાડ ને ગુજરાતની પરિષદોમાં શિવજીભાઇએ ભાગ લીધો છે અને પ્રજાને કાવ્યોદ્વારા પ્રસન્ન કરી છે. એ કાવ્યો પણ આગે પ્રસિદ્ધ કર્યાં છે.

બાળકો માટે તેમણે ગરબાઓ બનાવ્યા છે. બાળાઓ માટે રાસડા રચ્યા છે. મતલબ કે કેવળ સેવાભાવથી જ શિવજીભાઇએ એ પ્રવૃત્તિ કરી છે. તો વાંચનારે પણ સાર લેવાની જ વૃત્તિ રાખવી.

જગતને રાજી કરવું એ સહેલું નથી. શિવજીભાઇ પોતેજ એક કાવ્યમાં લખે છે કે,

## જગતની રીત

મેં કેથે ગુજારાં—એ ચાલ

મેં રીત જગતની જાણી,
કરે વાતો છાની છાની; મેં.
સારૂં નરસું નવ તોલે,
પડી ટેવ દોષ જોવાની. કરે. ૧
કોઇ દાન કરે તો કહે છે,
"કીર્તિ ભૂખ્યો અભિમાની" કરે. ૨
દમડી નવ ખર્ચે તો બોલે,
"છે કંજુસ પામર પ્રાણી" કરે. ૩

જો પ્રભુ પૂજે તો કહે છે,
"છે કિરીયા જડ અજ્ઞાની" કરે. ૪
કરે જ્ઞાન કથા તો બોલે,
"એ તો છે વાચા જ્ઞાની" કરે. ૫
જો ધ્યાન ધરે તો કહે છે,
"છે બગલા જેવો ધ્યાની" કરે. ૬
કરે સુધારણા તો બોલે,
"છે ઉન્મત્ત મહા તોફાની" કરે. ૭
શિવ અર્થી જુવે ન જગને,
ગણે હિતકર વીરની વાણી. કરે. ૮

મતનબકે જગતની દૃષ્ટિ જ એવી છે કે દાન કરનારને કિર્તિનો લોભી, દાન ન કરનારને કંજુસ, ક્રિયાકાંડ કરનારને ક્રિયાજડ, જ્ઞાનકથા કરનારને વાચા જ્ઞાની, ધ્યાન કરનારને બગભક્ત ને સુધારકને ઉન્મત્ત કહે અને દોષ જોનારને દેષો જડે પણ ખરા!

અમે વાચનારને સુગમ પડે તેટલા માટે ગુજરાતી, કચ્છી અને હિન્દી એવા ત્રણ વિભાગ પાડ્યા છે ગુજરાતી એક હજાર કાવ્યોમાથી માત્ર ૨૭૫, કચ્છી ૨૦૦ કાવ્યોમાથી ૭૪ અને હિન્દી ૧૦૦ કાવ્યોમાથી ૮૫ કાવ્યો પસંદ કર્યાં છે

ફરી એક વાર સહાયકોનો આભાર માની અમે વિરમીએ છીએ

પ્રકાશક

## આત્મબંધુ શ્રીયુત વીરજી લધાભાઈ
## નો
## અલ્પ પરિચય

'શિવજીભાઇ! હમણાં ક્યાં રહો છો?' એક મિત્રે પ્રશ્ન કર્યો.

'કેમ પૂછવું પડ્યું.'

'સુમતિભાઇને પૂછ્યું તો કહે બાપુજી તો ઘાટકોપર રહે છે. કેમ ભલા! સુમતિભાઈ જેવા સુપુત્રને છોડીને વળી બીજે ક્યાં માયા લગાડી છે.'

સાચુ કહું. સુમતિ તો સુમતિ જ છે પણ મારા એક આત્મબંધુ છે તે વર્ષોથી મને પોતાનો માને છે, તેમની શ્રદ્ધા, ભક્તિ અને મારા પ્રત્યેની મમતા અલૌકિક છે. તેમના આગ્રહને વશ થઈ હું તેમને ત્યાંજ રહું છું તે મને વડીલબંધુ માને છે અને હું તેમનો કુટુંબીજન બની ગયો છું. ભાઈ સુધાકર અને ભાઇ સુમતિચંદ્ર તો મારા પુત્રો છે, તેમનાં ઘર તો મારે માટે ખુલ્લાંજ છે, પણ શ્રી **વીરજીભાઇ**એ એવી માયા લગાડી છે અથવા કહો કે મારા સહવાસના એ એવા તો રાગી બની ગયા છે કે અમે એક બીજાથી દૂર રહી શકતા નથી.

વિક્રમ સંવત **૧૯૮૭** ની એ સાલ હતી. હું ક્રાન્તિકારી ગણાતો. મારા ઉગ્ર અને પરિવર્તનશીલ વિચારો સહન કરવાને ભાગ્યેજ કોઈ તૈયાર હતું. મારી જ્ઞાતિમાં મારા માટે અનેક વિપરીત વાતો ફેલાએલી હતી અને હું વિપદાઓરૂપી વાદળોથી ઘેરાયો હતો. મને પરવા નહોતી. હું મારા વિચારોમાં મક્કમ હતો, મસ્ત હતો.



શ્રીમાન શેઠ વીરજી લધાભાઈ
( શા વીરજી લધાની કું ના માલેક )

ઘાટકોપરમા ઉદ્દામ વિચારના સુપ્રસિદ્ધ લેખક અને મહાન વિચારક શ્રી **વાડીલાલ મોતીલાલ** શાહ રહેતા હતા. તેમના પ્રત્યે મારા અંતરમા સદ્દભાવ હતો. તેમના લેખો ક્રાન્તિકારી હતા. તેમની નિર્ભયતાની હુ કીંમત કરતો, તેઓ પણ મારા પ્રત્યે સદ્દભાવ ધરાવતા હું જ્યારે જ્યારે મુબઈ આવતો ત્યારે તેમનો સમાગમ મને પ્રિય થઇ પડતો. હુ તેમને એક દિવસ મળવા જતો હતો પ્રભાતનો સમય હતો હુ મારી ધૂનમા શ્રી વાડીલાલ શાહને મળવા જઈ રહ્યો હતો

**'કેડાં હલ્યા શિવજીભાઇ!'**-

આ મીઠી કચ્છી ભાષામા મને કોણ બોલાવી રહ્યુ છે! મે પાછળ જોયુ તો મારાજ ગામના શ્રી **વીરજીભાઈ** મને બોલાવી રહ્યા હતા મને આશ્ચર્ય થયુ! મારી જ્ઞાતિના ભાઇઓ તો મને જોઇને મોઢુ મરડે છે આ પાનખર ઋતુમા મને **વીરજીભાઈ** જેવા મિત્ર ભાવે બોલાવે એ મારે મન આનંદની ઘડી હતી એ મીઠો અવાજ સાભળી મારા અતરમા અમૃત રેડાયુ અને શ્રી **વીરજીભાઈના** પ્રેમની મારા ઉપર અજબ અસર થઇ. હુ ઉભો રહ્યો અને મે નમ્રતાથી કહ્યુ

**'આંઉ ભાઈ વાડીલાલ મોતીલાલ શાહ કે મિલેલા વિંજાતો'.**

**'મે ભલે વેજા પણ હિકાં, અચીંધા ખરા?'**

આ શબ્દો મને હલાવી ગયા

**'અચા તો ભા જરૂ અચાંતો'** મે વચન આપ્યુ

શ્રી શાહની સાથે વાર્તાલાપ કરી હુ નીકળ્યો અને વીરજીભાઇ તો ગઢજોઇને જ બેઠા હતા.

તેમણે મને ભાવપૂર્વક આવકાર્યો. તેમના પત્ની **લક્ષ્મી**બાઇ પણ આવ્યા. થોડાજ સમયમાં શ્રી **વીરજી**-ભાઇએ મને અપનાવી લીધો. સુખદુઃખની વાતો કરી.

અમે એકજ જ્ઞાતિના એકજ ગામના અને એકજ ફળીયાનાં. તેઓ જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે મારી સાથે મીઠાશથી વાતચીત કરતા, પણ એક બીજાને ત્યાં જવા આવવાનો સંબંધ ન હતો. તેઓ મારા વિચારો નાનપણથી જાણતા હતા અને મને તો જાણીને અત્યંત આનંદ થયો કે સામાન્ય સ્થિતિમાંથી તેઓ એક બાહોશ વેપારી બન્યા હતા. ઘાટકોપરનો એ બંગલો પોતે બંધાવ્યો હતો અને તેઓ સુખી હતા.

તેમના માતુશ્રી થોડા દિવસો પહેલાં જ સ્વર્ગવાસી બન્યાનો સમાચાર જાણવાથી મેં તેમને દિલાસો આપ્યો. તેમણે એવી ભાવના વ્યક્ત કરી કે પૂ. માતાજીના સ્મરણાર્થે થોડી રકમ મેં કાઢી છે. કોઈ સારૂં પુસ્તક હોય તો છપાવવા મને વાત કરી. મારી એક નાનકડી 'જીવનદાન' ની પુસ્તિકા વિષે મેં સૂચના કરી. તે પ્રકાશિત કરવા તેમણે મને રૂા. ૨૦૦) આપ્યા. પુસ્તક છપાઈ ગયું અને થોડી નકલો મેં તેમને આપી.

હું તો દક્ષિણ મહારાષ્ટ્ર ચાલ્યો ગયો અને અમારો સંબંધ અહીંજ અધૂરો રહ્યો.

× × ×

શ્રી **વીરજીભાઇનો** જન્મ સં. ૧૯૪૭ ના વૈશાખ શુદ ૧૫ ના રોજ **કચ્છ-નલીયામાં** થયો. બાર વર્ષની નાની ઉમરે તેમના પિતાનો તેમને વિયોગ થયો. તેમનો

પિતા લધાભાઈ ખીંયરાજ એક બાહોશ વેપારી હતા. મુબઇમા શેઠ હીરજી ખેતશીની કુ મા ભાગીદાર હતા.

સ ૧૯૬૦ મા જ્યારે વીરજીભાઇના પિતાજી સ્વર્ગવાસી થયા ત્યારે વીરજીભાઇ મુબઈમાં અભ્યાસ કરતા હતા પિતાના સ્વર્ગવાસ પછી અભ્યાસને તિલાજલી આપવી પડી સ ૧૯૬૦ થી ૧૯૭૭ સુધી શ્રી વીરજી ભાઇએ ધધાનો અનુભવ લીધો સ ૧૯૭૮ મા વીરજી લધાની કુ શરૂ કરી આજ સુધી તે ચાલુ છે શ્રી વીરજીભાઈ પણ વ્યાપારમા અને વ્યવહારમા કુશળ હોઈ થોડા વર્ષમા સારી એવી સપત્તિ મેળવી સફળ વ્યાપારીની નામના મેળવી. સ ૧૯૮૬ મા ઘાટકોપરમા સુદર બગલો બધાવ્યો, આજે તેની કીંમત લગભગ ૭૫) હજારની ગણાય

વીરજીભાઇના પ્રથમ લગ્ન માકબાઈ સાથે સ ૧૯૭૭ મા થયા માંકબાઇના પિતાનુ નામ માડણ પદમશી તેઓ પણ નલીયાના હતા, તેમનો દિકરો ભવાનજી ગોપાળ પાસે સિકોગમા ધધો કરી નિર્વાહ કરે છે માકબાઈ ચાર વર્ષ રહ્યા પછી વીરજીભાઈનાં બીજા લગ્ન ઉમરબાઇ સાથે સ ૧૯૬૮ મા થયા તેમના પિતાનુ નામ ચાંપશી લધા તેઓ સુથરીના હતા ઉમરબાઇ વીરજીભાઇના ઘરમા આઠ વર્ષ રહ્યા

સ ૧૯૭૬ મા વીરજીભાઈના લગ્ન લક્ષ્મીબાઇ સાથે થયા લક્ષ્મીબાઇના પિતાનુ નામ ધનજી વરસગ પાનાણી તેઓ કોઠારાના હતા લક્ષ્મીબાઇ તેમની એકની એક દિકરી હતી લક્ષ્મીબાઇ લક્ષ્મીનો અવતાર છે તેમના કુમકુમ પગલાથી વીરજીભાઇનુ ઘર આજે બગાયુ

અમે બન્ને એક જ ગામના અને એક જ કુળીના. મારા પિતા પૈસાદાર નહોતા, પણ મારા માતાના ઉચ્ચ સંસ્કારધનનો વારસો મને મળેલો. હું અઢાર વર્ષનો થયો ત્યારે પૂજ્ય **માલસિંહ** ભાઇ ભોજરાજનો મને સમાગમ થયો. તેઓ વિરક્ત અને જ્ઞાની હતા, લોકોત્તર દૃષ્ટિ તેમનામાં હતી. તેમના સત્સંગથી મારામાં પણ એજ ભાવના પોષાઇ અને પૈસા તરફ મારૂં આકર્ષણ ન થયું તે ન જ થયું.

ધન અને ધનવાનોથી હું દૂર રહ્યો. મારા ઉપર ભગવાન 'વીર' અને તેમણે દર્શાવેલી ચાર ભાવનાની ભારે અસર થઈ. જે અવસ્થામાં ધનની પ્રાપ્તિ કરવી જોઇએ તે અવસ્થા મેં ભણવા-ભણાવવા અને પરમાર્થના કાર્યોમાં વ્યતીત કરી એથી મારા માતા-પિતા તો નારાજ રહેતા પણ સંબંધીઓ પણ નાખુશ રહેતા. ન હું કોઇને મદદ કરી શકયો, ન કાંઈ પૈસા એકઠા કરી શકયો. મારૂં કામ વ્યાખ્યાનો આપવાં, ભજનો લલકારવાં, ભક્તિરસ જમાવવો, શ્રોતાઓનાં હૃદયમાં ચીનગારીઓ સળગાવવી અને મારા વિચારોને વહેતા મૂકવા. સેવાના કાર્યો કરીને આત્મસંતોષ લેવો અને **સદા મગન**માં રહેવું એ મારો આદર્શ હતો અને આજસુધી રહ્યો છે.

જ્યારે જ્યારે શ્રી **વીરજી**ભાઈ તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રાએ આવતા ત્યારે મઢડા સ્ટેશને મારા પુત્ર **સુધાકર**ને* મારા ખબર પૂછતા.

---

*મારો મોટો પુત્ર ભાઈ સુધાકર મઢડા સ્ટેશન સામે શિવસદનમાં રહે છે. ખેતીવાડી કરે છે. બોબીનનું કારખાનું કર્યું છે તથા જીન ચલાવે છે.

સુધારક મને હુ જ્યા હોઉ ત્યા વીરજીભાઈ વિષે લખે મુબઈમા મારા બીજા પુત્ર સુમતિચદ્રને* ટેલીફોનથી મારા સમાચાર પૂછ્યા કરે અને મારા પ્રત્યેનો શ્રી વીરજી ભાઈનો સદ્ભાવ તથા મારા પ્રત્યેની લાગણી આ રીતે વારંવાર વ્યક્ત કરે

વિક્રમ સ ૧૯૯૨ મા **વીરજીભાઇ** પાલીતાણા શ્રી સિદ્ધાચળની યાત્રાએ આવ્યા તેમની સાથે વગડીયાવાળા ભાઇ **નરશી વસનજી સાવજી** અને તેમની સુપુત્રી **રતનબાઇ** હતા રતન તો મોવામૂલુ રતન હતી વીરજી-ભાઇએ રતનને પોતાની પુત્રી માની હતી અને રતન વીરજીભાઇને ત્યાજ રહેતી હતી હુ એ વખતે મઢડે હતો દરરોજ વીરજીભાઈ પાસે પાલીતાણા જતો અને જ્ઞાનચર્ચામા અમે એવા તો લીન થઈ જતા કે કલાકોના કલાકો ચાલ્યા જતા અને અમારા આત્માની તૃપ્તિ જ ન થતી

ચિ રતન તો ગુણની મૂર્તિ હતી તેનુ મુખ તેજસ્વી હતુ હાસ્ય તેના વદન પર શોભી રહેતુ તેનામા વિનય, નમ્રતા, શ્રદ્ધા, ભક્તિ આદિ અનેક ગુણો હતા નાની ઉમરમા તો પ્રેમની મૂર્તિ જ હતી તેનુ ગળુ બહુ જ મધુર હતુ મે એક ભજન ‘ પ્રેમનો સાગર ’ બનાવ્યુ તે તેણે સુદર રીતે શીખ્યુ અને વારવાર પ્રેમનો સાગર ગાઈ ગાઇને તે પોતેજ પ્રેમનો સાગર બની ગઈ હુ તો તેને પ્રેમનો સાગર જ કહેતો પાલીતાણાનો વીરજીભાઇ સાથેનો પરિચય એવો તો મારો મધુરો બન્યો કે હુ જ્યા જ્યા હોઉ ત્યા મારા સમાચાર પૂછ્યા કરે અને મારા મિલનની રાહ જોયા કરે

---

*ભાઇ સુમતિચદ્ર મારો બીજો પુત્ર મુબઈમા રહે છે ડુગરશી દેવજીની કુ ના નામથી હાર્ડવેરનો ધધો કરે છે

મારા પુત્રો સુધાકર અને સુમતિચંદ્ર મારા માટે મરી પડે તો પણ વીરજીભાઇનું ઘર. તેમનો સહવાસ, તેમની વાતો, મારાં ભજનો, તેમનું આતિથ્ય, તેમનો ભક્તિભર્યો બંધુભાવ એ બધું મારે મન મારા જીવન-વિસામા સમ છે. કેવો અપૂર્વ ઋણાનુબંધ ! કેવી આત્મ-બંધુતા ! કેવી હૃદયની ઉર્મિલ ભાવના !

તેમનાં પત્ની **લક્ષ્મી**બાઈ લક્ષ્મીનો અવતાર છે. મારા પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ એટલો બધો ઘનિષ્ટ છે કે મને તે પિતાતુલ્ય માને છે. એ લક્ષ્મીબાઇમાં હું સાક્ષાત અન્નપૂર્ણા અને સંસ્કારમૂર્તિનાં દર્શન કરૂં છું. તે પુત્રીનો ભક્તિભાવ, ધર્મશ્રદ્ધા, સેવાભાવના તથા ઉચ્ચ ચારિત્રપાત્રતા મેં બહુ થોડી બહેનોમાં જોયાં છે. લક્ષ્મીબાઇએ વીરજીભાઇનાં જીવન-સાથી અને સાચા ગૃહમંત્રીનું સ્થાન શોભાવ્યું છે, અને ખરેખર મને તેમના જેવી સુશીલ પુત્રી માટે અભિમાન છે.

પરિચય વધતો ચાલ્યો, હું અવારનવાર મુંબઈ જતો ત્યારે સુમતિચંદ્રને ત્યાં ન જતાં વીરજીભાઇને ત્યાં જતો. કોણ જાણે એ પ્રેમાળ દંપતીનું એવું અજબ આકર્ષણ હતું. અમે મહાબલેશ્વર ગયાં અને અમે થોડો સમય સાથે રહ્યાં. વિચાર વિનિમયમાંથી વિશુદ્ધ સ્નેહનાં ઝરણાં વહેવા લાગ્યાં.

'શિવજીભાઇ ! તમારી દીકરીને તમારા વિના હવે ઘડી એક ગમતું નથી. તમે ક્યારે આવવાનો છો તેની રાહ જોવાય છે અને જો બે દિવસ મોડું થયું તો તેને ચેન નથી પડતું.' એક સવારે વીરજીભાઇએ પ્રસ્તાવ કર્યો.

લક્ષ્મી બહેન ! સાચી વાત છે. તેમાં હવે તમે કહેવા શું માગો છો !

બહેનો અને બાળકો-બાલિકાઓ આવતાં અને ભજનની ધૂન મચતી. હું ગવરાવતો અને સૌ ઝીલતાં. ચિ. રતન તો મારી સામેજ બેસતી. તેના ચહેરા પર અપૂર્વ તેજ હું જોતો. ભજનોને તે હૃદયમાં ઉતારતી અને જાણે ભક્તિ-રસ પીતી ન હોય! પરમાત્માએ તેના ગળામાં અજબ મીઠાશ મૂકી હતી. તેની ગાવાની ઢબ પણ આકર્ષક હતી. તેને સાંભળતાં લોકો ધરાતાંજ નહિ. મેં તે વખતે ગુજરાતી ભાષામાં દસ ભજનો બનાવ્યાં. નલીયાનાં નર-નારીઓને પણ ખૂબ ગમ્યાં. શેરીએ શેરીએ તે ગવાવા લાગ્યાં. જૈન, જૈનેતરો, જૈન બાલાશ્રમના વિદ્યાર્થીઓ તે ગાતા અને નલીયામાં ભજનોની ધૂન મચી રહી. આખા ગામમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. નલિયાના એ દિવસો, એ રાત્રિઓ, એ ભજનો અને એ ભક્તિરસ આજે પણ યાદ આવે છે ત્યારે હૃદયને તાજગી આપી જાય છે.

નલીયાના ભાઇ બહેનો-જૈન જૈનેતરો વહેલા વહેલા આવીને ભજનની રાહ જોતા હોય. પુત્રી **રતન,** તેની બહેનપણીઓ, **લક્ષ્મી** બહેન અને બીજી બહેનો, **વીરજી** ભાઇ અને અનેક ભાવિક ભાઇઓ બધા વખતસર આવ્યાંજ હોય. ભજનો શરૂ થાય. મારો બુલંદ અવાજ રાત્રિની નિરવ શાંતિમાં ભક્તિનાં ભજનોમાં ગુંજતો હોય, વચ્ચે વચ્ચે મારી પ્રિય પુત્રી **રતન** મને આરામ આપવા મધુર ભજનો ગાતી ગાતી તલ્લીન થઇ જાય. પ્રભુ તરફ પ્રેરાયેલાં ભજનોનો ખૂબ રંગ જાગે. બધા રસમાં તરબોળ બની રહે. કરૂણા અને પ્રેમમાં મહાલતાં ગદ્ગદ કંઠ બની રહે. સેંકડો શ્રોતાઓનાં હૃદયો ભક્તિના ભાવમાં અમૃત-સ્નાન કરે. આધ્યાત્મિક ભાવ ભરેલા હૃદયના ભાવથી નીક-

ળના એ ભજનો, પ્રેમ ઝરણાઓ અને દિવ્ય ગાનો ભક્તોના હૃદયને ઘડીભર હલાવી નાખે, આખમાથી અશ્રુબિંદુઓ સરી પડે અને ભક્તિની મસ્તિમા લીન થઇ જવાય એ દિવસો ને ભજનના જલસાઓ આજે પણ આખ સામે તરવરે છે

નલીયામા જે બાલાશ્રમ છે, તેની સાથે સાગર પૂર્ણ સબધ છે સ ૧૯૬૫મા મે ૮ તેને માટે જામનગર તાબે હાલારમા પ્રવાસ કરી મા-બાપ વિનાના ૨૦ બાળ કોને કચ્છ-માડવી લઇ આવ્યો હતો અને બાલાશ્રમની સ્થાપના કરી હતી પછી તો એ આશ્રમને શેઠ નરશી નાથા ચેરીટીમાથી સાગરે એવી મહાયતા મળી અને નલી યામા તેને માટે આલીશાન મકાન તૈયાર થયુ, એ મકાન માટે જમીન શ્રી વીરજીભાઇએ આપી અને શેઠ ચાન ગધાની આપી આજે તો કચ્છમા એ આશ્રમની સારી એવી ખ્યાતિ છે તેની વ્યવસ્થા સુદર છે મુબઇમા તેની કમિટી છે તે તેનો સુદર વહીવટ કરી રહેલ છે

**વીરજીભાઇ**ના અને સાગર સબધ એવો તો ગાઢ બન્યો કે હુ જવાનો વિચાર કરુ ને વીરજીભાઈ વાતવાતમા તે વિચાર ઉડાવી દે બે દિવસ જવાનો નિર્ણય જણાવુ ત્યા **લક્ષ્મી**બાઇની આખમા આસુ છલકાઇ જાય પુત્ર **રતન** તો સાગર પગ પકડીને બેસી જાય તેમના બધાનો આતમજન જેવો ભાવ હુ કમ ભૂલી જાઉ ?

વીરજીભાઇ જે ગામમા રહેતા હતા તે જાતિના શેઠ નરશી નાથાનો હતો અને વીરજીભાઇએ તે વેચાતો લીધો હતો

વીરજીભાઇનાં પત્ની લક્ષ્મીબાઇએ નવપદની ઓળી કરી અને જ્યારે સંવત ૧૯૯૩ માં તેની ઉજવણી કરી ત્યારે વીરજીભાઇએ પાણીની પેઠે પૈસો ખર્ચ્યો. નળીયાની પ્રજા ચકિત થઇ ગઇ. વીરજીભાઇની પ્રતિષ્ઠા વધી. તેમને હાથે ધર્મનાં અને ભલાઇનાં કામ થતાં જોઇ સૌ પ્રસન્ન થયાં. જ્ઞાતિમાં તેમજ વેપારી આલમમાં તેમની સલાહ લેવાતી. મુંબઇ તેમની **વીરજી લધાની** કું. ચાલે છે. કંપની દેશદેશાવરમાં વેપાર ચલાવે છે. શીવરીમાં તેમનો જથો છે. તેમણે સુખદુઃખનો અનુભવ કર્યો છે. જાતે પૈસા કમાયા છે. પુખ્ત ઉમરના હોવાથી તેમનું વર્ચસ્વ સારૂં છે. તેમની સાથેના મારા સ્નેહ સંબંધથી મને લાભ થયો. તેમને લીધે મારી પ્રતિષ્ઠા વધી અને હું મારા દેશ બાંધવોમાં મારાં ભક્તિભર્યાં ભજનોને મારા સમાજ, દેશ અને રાષ્ટ્ર તથા ધર્મના વિચારોનો ઠીકઠીક પ્રચાર કરી શકયો.

**વીરજી**ભાઇના વિશેષ પરિચયથી તેમના સ્વાભાવિક ગુણો હું જોઇ શકયો. બહારથી જે વ્યાપારી લાગે તે અંદરથી ભાવિક અને માયાળુ છે. તેમની બહાદુરી, નિર્ભયતા, ગુણદૃષ્ટિ, સત્સંગપ્રેમ અને સજ્જનતા હું જીવનભર નહિ ભૂલી શકું.

સં. ૧૯૯૫ માં વીરજીભાઇએ પોતાના પિતાજીના સ્મરણાર્થે નળીયામાં ફરી દવાખાનું શરૂ કર્યું. તેને માટે વીસ હજારની રકમ જુદી કાઢી તેમજ પોતાનાં માતાજીના નિમિત્તે રૂા. દસ હજાર શુભ રસ્તે ખર્ચવા નિર્ણય કર્યો છે. પોતાનાં બહેન દેવકાબાઇ નિમિત્તે રૂા. પાંચ હજાર દવાખાનામાં અર્પણ કર્યાં છે. કચ્છની કોરી લગભગ પંદર

હજારની જમીન નળીયામા શેઠ ગોકુળદાસ તેજપાળની સ્કૂલના ટ્રસ્ટીઓને સ્કૂલ માટે મકાન બાધવા અર્પણ કરી છે

એક દિવસની વાત છે નળીયાના બગલામા ઉપરના મજલે મને એક સ્વતત્ર રૂમ આપી હતી આખો દિવસ મારો વાચન-લેખનમા પસાર થતો. ભક્તિભર્યા ભજનો બનાવતો અને મારી પુત્રી **રતન** તેને કઠમા ઉતારતી અને ગાયા કરતી વાતાવરણ ભક્તિભર્યું રહેતુ. હુ દાદરો ઉતરતો હતો લક્ષ્મીબાઇ ઉપર મારી નજર પડી તે વખતે તેઓ સામાયિકમા બેઠા હતા મને મધુરા સુકઠીનુ સ્મરણ થયુ **લક્ષ્મીબાઇ**નો ચહેરો તેજસ્વી હતો ભક્તિભર્યા ભાવ તેમા ભર્યા હતા તેમની ધર્મશ્રદ્ધા એ માગ પર અજબ અમર કરી ધન્ય લક્ષ્મી ધન્ય !

**વીરજીભાઇ**ના દિવસો વણા જ સારા જતા હતા સર્વ પ્રકારે સુખી-સતોષી હતા તેમનો ભક્તિભાવ પણ જાગ્યો હતો વેપારમા અનુકૂળતા હતી સપત્તિ પણ હમી હમીને આવતી પ્રતિષ્ઠા પણ ઠીક ઠીક જામી હતી, પણ હમેશા સુખના જ દિવસો થોડા જ રહ્યા છે તેમની પ્રિય પુત્રી ચિ **રતનબાઇ**ને તાવ આવ્યો તે ટાઇફોઇડ નીકળ્યો અને દપતી સમસમી ઉઠયા **રતન**ને મૃત્યુના મુખમાથી બચાવી લેવા શ્રી **વીરજીભાઇ** અને શ્રી **લક્ષ્મી બહેને** ઉપચારો કરવામા બાકી ન રોખી પ્રાણ પાથર્યા વૈદ્ય ડોક્ટરોના ઔષધો-અનુભવો નિષ્ફળ નીવડયા તુટીની બૂટી નહિ

સ ૨૦૦૦ ના ભાદરવા વદ ૨ ના રોજ એ સુપુત્રી રતનબાઇનો પુણ્યાત્મા આ નાશવત દુનિયાનો ત્યાગ કરી

સ્વર્ગે સંચર્યો. **વીરજી**ભાઇ અને લક્ષ્મીબાઇનું મોંઘા મૂલું **રતન** રોળાઇ ગયું. દિન-પ્રતિદિન વિકસતું અને પોતાના જીવનની સૌરભ પ્રસરાવતું તે પુષ્પ ચીમળાઈ ગયું. દંપતીના હૃદયનો ભાંગીને ભુક્કો થયો. એ તેઓના પ્રાણથી વિશેષ પ્રિય હતી. વીરજીભાઇએ રતનના નામથી પાંચ હજારની રકમ દવાખાનાને અર્પી.

**રતન**બાઈના વિયોગની એ દંપતી ઉપર ઘણી જ અસર થઈ. હું તે વખતે દહેરાદુન હતો. મને તેના પિતા નરશીભાઇનો તાર મળ્યો. 'વીરજીભાઈના મન ઉપર રતનના મૃત્યુની ઘણીજ અસર થઇ છે. તમને ઝંખે છે, લક્ષ્મીબાઇની સ્થિતિ તો અસહ્ય છે. જલ્દી આવો.'

મેં પંજાબનો પ્રવાસ સંકેલ્યો. હું મુંબઈ દોડી આવ્યો. મારામાં બન્નેની અપાર શ્રદ્ધા. મેં એ ભાવુક દંપતીને દિલાસો આપ્યો, દુઃખ કાંઈક ઓછું થયું; પણ અંતર ઘવાયેલું હતું. મનની મુંજવણો ઓછી ન થઈ. મનનો ખરો આનંદ તો ગયો તે ગયોજ. બન્નેનાં શરીર પર ઘણીજ અસર થઇ. તેમની માંડમાંડ રજા મેળવી હું ફરી પંજાબ ગયો. પંજાબ અને કાશ્મીરમાં મેં ઠીક ઠીક મિત્રમંડળ જમાવ્યું હતું. મારા ભજનો-કીર્તનોને પંજાબ અને કાશ્મીરનાં લોકોએ ભારે આવકાર આપ્યો અને હું સદા મગનમેં રહેના......ભજનની ધૂનથી 'મગનબાબા' બની ગયો.

પંજાબના આ પ્રવાસમાં હું આગ્રામાં બિમાર પડયો અને હરદ્વાર જઈ એક મહિનો રહ્યો. એ દિવસો મેં આનંદ-સત્સંગમાં પસાર કર્યા. મારાં ભજન-કીર્તનો હું

જ્યાં જાઉ ત્યા સાથે જ હોય હુ હરદ્વારથી અંબાલા, લાહોર, બટાલા થઇ ડાગડા ગ્રો. નિરંજનનાથ મરીન પાસે ગયો એટલામા પૃ લાલન સાહેબની માદગીના સમાચાર મળ્યા કાશ્મીરનો પ્રવાસ બધ ગણી હુ જામનગર ગયો. પૃ લાલન સાહેબની તબીયત સુધરી એટલે હુ પાલીતાણા આવ્યો.

ખાનદેશમા દોંડાઈચામા વસતા શ્રીમાન માણેકજી કચરાભાઇ પટેલ કચ્છી દશા ઓસવાળ જ્ઞાતિમા પ્રતિષ્ઠિત વ્યક્તિ તરીકે પ્રસિદ્ધ છે તેમને હુ 'પટેલ સાહેબ' કહુ છું, તેમનામા બુદ્ધિશક્તિ–સમયસૂચકતા, સેવા અને જ્ઞાતિની લગન હુ જોઈ શક્યો છુ પાલીતાણામા તેમનો પત્ર આવ્યો કે મારે પર્યુષણ નિમિત્તે પારોલા જવુ તેઓ પારોલામા પર્યુષણ નિમિત્તે ખાનદેશમા વસતા ભાઇ બહેનોને એકત્ર કરે છે અને તેમનામા જાગૃતિ, પ્રેમ, માનવતા અને સાચી ભક્તિ ઉત્પન્ન થાય તેવા નિમિત્તો યોજે છે, મને પણ વારવાર યાદ કરે છે તેમની મમતા અને પ્રેમભક્તિને વશ હુ મારો બધો કાર્યક્રમ પડતો મૂકી પારોલા જઇ પહોચ્યો મારા પરમ મિત્ર અને આત્મ બધુ શ્રી વીરજીભાઇને પારોલા આવવા પત્ર લખ્યો અને શ્રી વીરજીભાઇ, શ્રી લક્ષ્મીબાઈ તથા મારા પુત્ર સુમતિચદ્ર પારોલા આવી પહોચ્યા

પર્યુષણના ઉત્સવો એવા તો આનદ ઉત્સવ અને ભક્તિભાવમા પસાર થયા કે આબાલવૃદ્ધમા આનદ આનદ છવાઈ ગયો શ્રી વીરજીભાઇ તથા શ્રી સુમતિચદ્રના આગમને તો આનદમા ઓર વધારો કરી દીધો શ્રી સઘમા આનદ મગળ વર્તાયો વ્યાખ્યાનો ચાલતા, ભજનોની ધૂન મચતી,

એ દિવસો અને રાત્રિઓ કેવી રીતે ચાલ્યાં ગયાં તેની ખબર જ ન પડી.

ભાદરવા શુદ પાંચમનો મંગળમય દિવસ હતો. શ્રી સંઘના આબાલવૃદ્ધની હાજરી અનુપમ હતી. ક્ષમાપનાનું રહસ્ય અને જીવનની સિદ્ધિ વિષે મેં વ્યાખ્યાન આપ્યું અને **ઉમંગથી શ્રી સંઘમાં શાંતિ પ્રસારશું**નું મારૂં ભજન શ્રોતાઓએ હર્ષભેર ઝીલી લીધું. ભક્તિભાવમાં સૌએ અમૃત સ્નાન કર્યાં. વીરજીભાઇના હૃદયના તાર ઝણઝણી ઉઠ્યા અને તેઓ ઉભા થયા. મને અને સૌને આશ્ચર્ય થયું. શ્રી વીરજીભાઇએ પ્રતિજ્ઞા કરી કે સંવત ૨૦૦૧ ના કાર્તકથી ખર્ચ બાદ કરતાં જે આવક થાય તે સન્માર્ગે ખરચીશ. શેષ જીવનનું સાર્થક કરીશ. મારા પુત્ર સુમતિચંદ્રનો આત્મા જાગી ઉઠ્યો. તેમણે પ્રતિજ્ઞા કરી કે પચાસ વર્ષ પછી ધંધામાંથી નિવૃત્તિ લઈ સમાજ સેવા કરીશ. અથવા જે કંઈ લાભ થાય તે સન્મર્ગે ખર્ચીશ.

આ બન્ને ભાઇઓની પ્રતિજ્ઞાની શ્રી સંઘ ઉપર ભારે અસર થઈ, આબાલવૃદ્ધ ધન્ય ધન્યના પોકારો કરી ઉઠ્યા મારા આત્માને ભારે આનંદ થયો, ભારે શાંતિ થઈ.

હું પોંડીચેરી ગયો અને વીરજીભાઈ તથા લક્ષ્મીબાઇને લખ્યું. તેઓ દંપતી ત્યાં આવ્યાં અને તેમના આત્માને ઘણી શાંતિ થઈ—આત્મ જાગૃતિ થઈ.

મહાત્માજીનાં દર્શનની દંપતીને ઈચ્છા હતી. ગઈ સાલ હું એ દંપતિને મહાત્માજીનાં દર્શને લઇ ગયો. એ અહિંસામૂર્તિ સંતના દર્શનથી તેમને અત્યંત હર્ષ થયો.

એ અડધા કલાકનો સમય તેમના જીવનને પાવન કરનાર થઇ પડયો પૂજ્ય મહાત્માજીએ પણ એ અડધા કલાકમાં ખૂબ જ્ઞાનામૃત પીવરાવ્યું

ત્રણ ચાર વર્ષથી કાશ્મીર આવવાની તેમની ભાવના હતી આ વર્ષે તે પૂર્ણ થઈ હુ સાથે જ હતો અમારા એ અઢી મહીના સ્વર્ગીય હતા આત્મસુખના સાગરમા અમે મગ્ન હતા, આનદને હીંચોળે અમે હીંચતા, અદ્દભુત કુદરતમા જીવનનુ દર્શન કરતા અને અમારા જીવનનુ ભાતુ ભરતા

વીરજીભાઇનુ ચરિત્ર તો લખ્યુ લખાય છે કાંઈ? તેમના અનેકવિધ જીવનના પાસાઓ જોવા જાણવા જેવા છે પણ તે આ અલ્પ પરિચયમા તો સક્ષેપમા જ ઉતારી શકાય તેમની જીવની આલેખવા માટે તો સમય અને સ્થાન જોઇએ

તેમનો મારી સાથેનો યોગ એ કોઇ પૂર્વ પુણ્યોદય માનુ છુ તે મને આત્મબધુ માને છે મને આપ્તજન ગણે છે અને તેમના પત્ની લક્ષ્મી બ્હેન તો મારી મોઘી પુત્રી છે

તે દપતીના મારા તરફના ભક્તિભાવથી મારામા ઉત્સાહ જાગ્યો, મારી સેવાની ભાવના અખડ રહી, મારામા ભક્તિભર્યા ભજનો ઉભરાયા અને તેને મારી દિવ્ય બાલિકા સમી સ્વ પુત્રી રતને વાચા આપી એ બધુ મારૂ અહોભાગ્ય માનુ છુ.

શ્રી વીરજીભાઇના તરફથી મને દરેક પ્રકારની સહાયતા સતત મળ્યા કરી અને હું છુટથી પ્રવાસ કરવા લાગ્યો અને પંજાબ કાશ્મીરને ગામેગામ હું ભક્તિ–શાંતિ અને આનંદ તથા ભલાઇનો સંદેશ આપી શકું છું; તેમાં શ્રી વીરજીભાઇનો યશસ્વી ફાળો છે.

સુપુત્રી રતનના શા શા સ્મરણો કરૂં ? તે એવી તો શક્તિશાળી અને ભક્તિવાળી નિર્દોષ બાલિકા હતી કે તે વિશેષ જીવી હોત તો તે કલ્યાણ કામો કરત અને અમારા બધાના આત્માને અનેરો આનંદ આપત.

ઘાટકોપરમાં એક દિવસ પ્રાંતઃકાળમાં હું વહેલો જાગી ઉઠ્યો. હું સ્વપ્નમાં હતો કે શુદ્ધિમાં તેનું આજે પણ ધ્યાન નથી પણ મારી સામે મારી પુત્રી 'રતન' પુષ્પોની માળા લઇને ઉભી છે. હું તેની સામે જોઉં છું અને તેનું દિવ્ય મુખારવિંદ તેજ તેજના પુંજ સમું દીપી રહ્યું છે. તેનો દિવ્ય આત્મા નાચી રહ્યો છે. થોડી જ ક્ષણોમાં એ સ્વપ્ન સરી પડયું અને હું ચકિત થઇ ગયો. સ્વસ્થ થયો તો અનુભવ્યું કે એ પુત્રી રતન દિવ્ય બાલિકાના આત્માની મને ઝાંખી થઇ.

તે જ સમયે મારા હૃદયમાંથી એક કાવ્ય સરી પડયું. અને તેમાં એ 'દિવ્ય બાલિકા'ના ગુણો, ભક્તિભાવ અને શ્રદ્ધા–ભક્તિ ઉતરી આવ્યાં. જેણે જેણે એ 'દિવ્ય બાલિકા' નું ભજન સાંભળ્યું તે રડી ઉઠયાં. અને રતન તેમાં મૂર્તિમંત દેખાઇ.

હું એ પુણ્યરાશી પવિત્ર આત્માની પરમ શાંતિ ઇચ્છુ છું.

એ આત્મા જ્યા હોય ત્યા સુખ શાતિમા હશે તે કિન્નરકંઠી કરોડો હૃદયોને ભક્તિરસનુ પાન કરાવતી હશે.

તેમના પિતાતુલ્ય શ્રી વીરજીભાઈ તથા સુલક્ષણા શ્રી લક્ષ્મીબાઈ ચિર જીવ રહે તેઓ તેમનો જીવન પથ ઉજ્વળ કરે અને જીવનનુ સાચુ દર્શન પામી સેવાનો દીપ પ્રદિપ્ત રાખે તથા માનવ જીવન યશસ્વી બનાવે એ જ પરમકૃપાળુ પરમાત્મા પાસે મારી હાર્દિક પ્રાર્થના સાથે વિરમુ છુ.

| | |
|---|---|
| પાલીતાણા<br>સુલક્ષણા કુટીર<br>સ શ્રાવણ શુદિ ૧<br>શનિવાર ૧૯–૭–૪૭ | શુભેચ્છક<br>આત્મબંધુ<br>શિવજી દેવસિંહ |



# સહાયકો

( ' વિવેક વાટિકા ' પ્રસિદ્ધ કરવાનો અમે નિર્ણય કર્યો. તેના માટે કચ્છ નલિયા નિવાસી શ્રીમાન વીરજીભાઇ લધાભાઇએ રૂપીયા એક હજારની સહાયતા કરી છતાં કાગળ અને છપાઇની અસહ્ય મોંઘવારી હોવાથી અમે શિવજીભાઇના સ્નેહીઓની સહાયતા લીધી અને તે તેમણે ઉદારતાથી આપી. કેટલાક સજ્જનોએ પૈસાની મદદ કરી અને કેટલાકે ગ્રાહક થઇને મદદ કરી. અમે તેમના મુબારક નામ નિચે પ્રસિદ્ધ કરીએ છીએ. )

પ્રકાશક

## સહાયકોનાં નામ

### મુંબઈ

૧૦૦) શેઠ રામજી રવજી (નરશી નાગશીની કું. ના માલેક)
૧૦૦) શેઠ નેમીદાસ દેવજી ટોકરશી (કચ્છ ભુજપુરવાળા)
૧૦૦) સુમતિચંદ્ર શિવજીભાઇ દેવશી
૧૦૦) એક સજ્જન
૫૧) શ્રી કુંવરજી જેઠાભાઇ
૩૦) એક સજ્જન

### અનેગીરી

૧૦૦) શેઠ લક્ષ્મીચંદ ગોવિંદજી પીતાંબર

### ગદક

૫૦) શેઠ રાયચંદ લધાભાઇ
૨૫) શેઠ જય પીતાંબર

### ભોપાલ

૫૦) શા વાલજી અરજણ (વાલજી ખેતશીની કુ વાળા)

### ભેલસા

૫૦) શા દેવરાજ કલ્યાણજી (મોનજી કલ્યાણજીની કુ વાળા)

### પારોલા

૨૫) શા માણેકજી કલ્યાણજી

### ચોપડા

૨૫) શા. ઉમરશી માલસિંહ

### બારસી

૨૫) શા નેણશી નરશી પન્મશી

### વઢવાણ કેમ્પ

૧૦૦) ગાંધી વાડીલાલ સુંદરજી ( ભાઇ સોજપાર
કેશવજીની પ્રેરણાથી )

### પોંડીચેરી

૨૫) શા વિમનજી જેતસિંહ
૫૦) સૌ મોઘી બ્હેન માવજીભાઇ

### કચ્છ બાડા

( બ્હેન મીઠાબાઇ સુરજીની પ્રેરણાથી )

૫૦) બ્હેન કાનબાઇ જાધવ
૫૦) જેમલ કોરશી

### અમદાવાદ

૫૦) એક મુમુક્ષુ ( શ્રીમદ્ રાજચંદ્રના ભક્ત )

### કચ્છ ગોધરો

( બ્હેન મીઠાબાઇ સુરજીની પ્રેરણાથી )

૧૦) શા વિમનજી લખમશી

## સોનગઢ

૧૦૦) શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમના સ્થાપક અને સંચા-
લક મુનિરાજ શ્રી કલ્યાણચંદ્રજી મહારાજ હસ્તક
૩૫) એક મુમુક્ષુ તરફથી

## પાલીતાણા

૧૦૦) અચળગચ્છના પૂજ્ય સાધ્વીજી જયશ્રીજીની શિષ્યા
નિર્મલશ્રીજી હસ્તક

# અગાઉથી થયેલા ગ્રાહકોનાં મુબારક નામ

૧૦૦ શ્રી માણેકજી કચરાભાઈ પટેલની પ્રેરણાથી

| | | |
|---|---|---|
| ૧૦ | પાસુભાઇ શીવજી | અમલનેર |
| ૧૦ | માણેકજી કચરાભાઇ પટેલ | દોંડાઇચા |
| ૧૦ | રતીલાલ ઘેલાભાઇ કારાણી | ,, |
| ૧૦ | ભોજરાજ કુંવરજી | ધરણગામ |
| ૧૦ | નટવરલાલ મગનલાલ | ,, |
| ૧૦ | મુરજી દેવજી | જલગાંમ |
| ૧૦ | વીરચંદ કુંવરજી પટેલ | મુરતીજાપુર |
| ૧૦ | મુલજી જેઠાભાઇ | કારંજા |
| ૧૦ | દામજી આણંદજી | ,, |
| ૧૦ | લખમશી રતનશી | ખામગામ |
| ૧૦૦ | | |

૩૭ વિદુષી બ્હેનશ્રી પાનબાઇ ઠાકરશી અને મીઠાબાઇ
મુરજીની પ્રેરણાથી

| | | |
|---|---|---|
| ૧૦ | જેઠીબાઇ પુંજા | કચ્છ કોડાય |

| | | |
|---|---|---|
| ૧૦ | નેણબાઇ રણમલ | કચ્છ કોડાય |
| ૨ | દેવકાબાઇ વીરજી | ,, |
| ૫ | ઢકુબાઇ ઠાકરશી | કચ્છ બાડા |
| ૧ | શામજી મુરારજી | ,, |
| ૧ | નાનજી મોણશી | ,, |
| ૧ | કુંવરબાઇ વેલજી | ,, |
| ૧ | મુરજી કુંવરજી | મુંબઈ |
| ૧ | મુરારજી દેવશી | ,, |
| ૨ | લાલજી ઓભાઇયા | કચ્છ કોડાય |
| ૧ | રામજી નરશી | ,, |
| ૧ | લીલબાઇ નેણશી | ,, |
| ૧ | રતનબાઇ શાન્તિલાલ | કચ્છ ગોધરા |
| ૩૭ | | |

૩૦ અચળગચ્છના વિદુષી પૂજ્ય સાધ્વીજી જગતશ્રી તથા તેમના શિષ્યા શ્રી હીરશ્રીજીની પ્રેરણાથી

| | | |
|---|---|---|
| ૨૫ | ઠામજી જાદવજીની કું | દુબઈ |
| ૫ | પ્રેમજી નેણશી હ. નેણબાઇ | કચ્છ કોડાય |

૪૩ (શ્રી ઠામજી કુંવરજી, ધનજી નરશી અને નાગજીજી દાનજીની પ્રેરણાથી)

| | | |
|---|---|---|
| ૫ | શા માણેકજી પીતામ્બર | દુબઈ |
| ૫ | શા દેવજી રાયશી | ,, |
| ૫ | શા ધનજી નરશી | ,, |
| ૫ | શા નાગજીજી દાનજી | ,, |
| ૫ | શા ઠામજી કુંવરજી | ,, |
| ૫ | શા ધનજી મુળજી | ,, |

| | | |
|---|---|---|
| ૫ | શા ટોકરશી રાજપાર | હુબલી |
| ૩ | શા ત્રીકમજી મુલજી | ,, |
| ૩ | શા દામજી જાદવજીની કુાં. | ,, |
| ૧ | શા તેજપાર ધનજી | ,, |
| ૧ | શા નારાણજી શામજી | ,, |
| ૪૩ | | |

૧૩ ( શા વાલજી અરજણની પ્રેરણાથી )

| | | |
|---|---|---|
| ૫ | અમીચંદજી | ભોપાલ |
| ૨ | પુખરાજ | ,, |
| ૧ | માસ્તર હજારીમલ | ,, |
| ૧ | શામજી શોભણ | ઉજ્જૈન |
| ૧ | લધાભાઈ મેરજી | ,, |
| ૧ | રાયચંદ કુંવરજી | ,, |
| ૧ | લખમશી મેરજી | ,, |
| ૧ | આશારીયા ખીંયરાજ | ,, |
| ૧૩ | | |

| | | |
|---|---|---|
| ૧૦ | શ્રીમાન્ હરખચંદ મોતીચંદ | ચોરવાડ |
| ૫ | શ્રીમાન્ ભાણજી જેવત | કોચીન |
| ૧૫ | શ્રીમાન્ ધારશી હીરજી | કરાચી |
| ૫ | શ્રીમાન્ રેવચંદ તુલજારામ | નીપાણી |

૧૧ (ભાઇ વીરચંદ વાલજીની પ્રેરણાથી )

| | | |
|---|---|---|
| ૨ | ઉમરશી શીવજી | ચાલીસગામ |
| ૧ | કેશવજી માડણ | ,, |
| ૧ | મેઘજી રામજી | ,, |

| | |
|---|---|
| ૧ રૂપશી વેરશી | ચાલીસગામ |
| ૧ શા ચત્રભોજ જાદવજી | ,, |
| ૧ નથુભાઈ ખીમજી | ,, |
| ૧ રામજી મેવજી | ,, |
| ૧ વીરચંદ વાલજી | ,, |
| ૧ ધનજી રામજી | ,, |
| ૧ લખમશી રાઘવજી | ,, |
| ૧૧ | |
| ૭ ( શા ઉમરશી માલશીની પ્રેરણાથી ) | |
| ૫ શા કલ્યાણજી જેઠાભાઈ | ચોપડા |
| ૨ શ્રી વીરચંદ માકળચંદ | અમદાવાદ |
| ૭ | |
| ૧ લક્ષ્મીચંદ કલ્યાણજી જેતશી | કચ્છ નલીયા |
| ૫ ( અચળ ગચ્છના પૂજ્ય સાધ્વીજી સુરેન્દ્રશ્રીની પ્રેરણાથી ) | |
| ૧ વેરશી જગાજ | કચ્છ બારોઈ |
| ૧ દેવશી રવજી | ,, |
| ૧ રાયની કેશવ | કચ્છ મોડાય |
| ૧ નરશી જીવન | ,, |
| ૧ ભાણજી વેલજી | ,, |
| ૫ | |
| ૩ શા વલ્લભદાસ જમનાદાસ ઠાર્માગ | મુંબઈ |
| ૧ શા ચતુરભુજ પીતાંબર | મામની |

૧૦ (પૂજ્ય મુનિરાજશ્રી દેવેંદ્રવિજયની પ્રેરણાથી)

| | | |
|---|---|---|
| ૧ | શાહ છગનલાલ હરગોવનદાસ | ઉવારસદ |
| ૧ | ,, ચંદુલાલ હરગોવનદાસ | ,, |
| ૧ | ,, મણીલાલ હરગોવનદાસ | ,, |
| ૧ | ,, મફતલાલ પ્રેમચંદ | ,, |
| ૧ | રા. ગોડીદાસ મનસુખરામ | ,, |
| ૧ | રા. જયચંદ ગુલાબચંદ | ,, |
| ૧ | રા. પોપટલાલ મફતલાલ | ,, |
| ૧ | રા. વાડીલાલ નગીનદાસ | ,, |
| ૧ | રા. નાથાલાલ જમનાદાસ | ,, |
| ૧ | રા. જયંતીલાલ મગનલાલ ભટ્ટ | ,, |
| ૧૦ | | |

૧૭ ( વિદુષી બ્હેનશ્રી રાણબાઈની પ્રેરણાથી )

| | | |
|---|---|---|
| ૧૧ | શ્રી ખીમજી ઘેલાભાઈ | મુલુંદ |
| ૫ | શ્રી દેવણા પુનશી છેડા | ,, |
| ૧ | ગં. રાણબાઇ હીરજી | ,, |
| ૧૭ | | |

૫ શેઠ ગુલાબચંદ દેવચંદ આનંદ પ્રેસ ભાવનગર

૧ ગં. સ્વ. બાઇ બાંધયાબાઇ દેવજી કલ્યાણજી મુંબઇ



# અનુક્રમણિકા

## ગુજરાતી વિભાગ.


| નંબર | પદનું નામ. | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | અભિમાન મદ મત્સરથી (શ્રી વીર જયંતી) | ૨૨ |
| ૨ | અમે લહીશું નર ભવનો લહાવો | ૪૬ |
| ૩ | અમે તો ભવસાગર તરવાના | ૭૦ |
| ૪ | અનાશ્રિતોના કષ્ટ વિદારો | ૭૨ |
| ૫ | અઠ્ઠાઈ ઉત્સવ કારણે કચ્છ કુમરામાં (કચ્છ કુમરામાં અઠ્ઠાઈ મહોત્સવ) | ૮૧ |
| ૬ | અમે બાગ્રી જઈશું (બાગ્રીમાં અઠ્ઠાઈ મહોત્સવ) | ૯૧ |
| ૭ | અમે તો સત્યના સાથી (ખેડા જીલ્લાના સત્યાગ્રહ નિમીત્તે) | ૯૮ |
| ૮ | અમે હિન્દની કરશું સેવ | ૧૦૦ |
| ૯ | અમે કરવાના અમે કરવાના | ૧૦૧ |
| ૧૦ | અમે તો હિન્દ મૈયાની | ૧૦૨ |
| ૧૧ | અવિદ્યા હરવા પ્રભુ પદ સ્મરવા (શ્રી વિજયધર્મસૂરિ સ્વર્ગ જયંતિ મહોત્સવ) | ૧૦૫ |
| ૧૨ | અમર છે અવનીમાં સત એ અગાસના (અગાસના સંત—રઘુરાજ મહારાજ) | ૧૦૯ |
| ૧૩ | અમર રહો શ્રી વિજયવલ્લભસૂરિ (શ્રી વિજયવલ્લભસૂરિજીનો જન્મ મહોત્સવ) | ૧૧૩ |
| ૧૪ | અમે શ્રીજીને જોશું વનમાં રે (શ્રીમદ્ રાજચંદ્ર) | ૧૭૫ |
| ૧૫ | અવિદ્યા તિમિર વિદારો રે (મહીલાઓને ચેતવણી) | ૨૦૮ |
| ૧૬ | અમજાની અરજ સ્વીકારો (પુત્રીની પ્રાર્થના) | ૨૦૫ |
| ૧૭ | આવો આવો વેને વાંદવા વીરજી (ગૌતમના વિલાપ) | ૧૫ |

૧૮ આવો આવો જિનવર આવો ૨૦
૧૯ આવો આવો હાંરે દેવો આવો ( અરૂણાનું પારણું ) ૪૪
૨૦ આવો આવો હાંરે સુજ્ઞો આવો ( શ્રી અરવિંદ ) ૧૬૪
૨૧ આબુજી પર વસનારા રે ( માંડોલીમાં મહોત્સવ ) ૧૧૫
૨૨ આગેવાનો આવો રે(અગ્રેસરોને બાલિકાઓની અરજી) ૨૦૯
૨૩ આજે ધન્ય જીવીત ખરૂં મારૂં ( શ્રી રામનાં ઉદ્‌ગાર ) ૨૨૬
૨૪ ઉછળે ઉરસાગર આજ ( કચ્છ ભદ્રેસરમાં ) ૧૨
૨૫ ઉમંગથી શ્રી સંઘમાં શાંતિ પ્રસારશું
( જૈનોનું જીવન મંત્ર ) ૧૭
૨૬ ઉરમાં વીર પધરાવશું રે ૪૯
૨૭ ઉપકાર વૃત્તિને ધારો અંતરમાં
( નલીયાના જૈન બાલાશ્રમ નિમીત્તે ) ૭૨
૨૮ ઉપકાર કરી ભવજળ તરજો ૭૩
૨૯ ઉપકારનાં કાર્યો કરજો રે ૭૪
૩૦ ઉપકાર કરી ૭૫
૩૧ ઉરમાં મીરા મા હરદમ સ્મરવાના
( શ્રી અરવિંદ આશ્રમની માતા ) ૧૬૮
૩૨ ઉરમાં આમ્રતરૂ અતિ ભાવે
( નસરવાનજી પારસી નિમીત્તે ) ૧૬૯
૩૩ ઉદ્યમ વિણ નવ થાશે સુધારો ૨૧૨
૩૪ એ દિન ક્યારે આવશે? ૧૯૭
૩૫ અંતરની ઉર્મીઓ વાલા
( નલીયામાં શ્રી વીરજી લધાભાઇના બંગલામાં ) ૮
૩૬ અંજારમાં ઝટ આવો રે ( અંજારનું આમંત્રણ ) ૨૩૫
૩૭ કહે રાજુલ મારો આજ (મહાબલેશ્વર હેપી હોમમાં) ૩૦
૩૮ કરૂં જિન ગુણગાન તન ભાન ભૂલી ૩૬

૩૯ કળિકાળ આવ્યો અવનીમા
(શ્રી શિવજી ચત્રભોજની પુત્રી પ્રેમીલાની પ્રેરણાથી) ૩૮
૪૦ કહે છે શ્રેણિકને પ્રભુ વીર (શ્રી વીરનુ શ્રેણિકને ફરમાન) ૬૫
૪૧ કચ્છ કુમરાનો શ્રી સઘ (કનુભાઈનો ભદ્રેસરનો સઘ) ૮૦
૪૨ કચ્છના પાણીને દિપાવું
(મહાબલેશ્વરમા શ્રી વીરજી લધાભાઈની પ્રેરણાથી) ૧૦૬
૪૩ કરવા જગ ઉપકાર (વિજયધર્મસૂરિ રજત જયતિ) ૧૨૭
૪૪ કરૂણામૂર્તિ મા મીરા (શ્રી અરવિંદ આશ્રમની માતા) ૧૬૭
૪૫ કવિરાજ નાનાલાલ દલપતરામ ૧૪૭
૪૬ કરો કેળવણીનો પ્રચારો રે ૧૮૨
૪૭ કરી લે સ્નેહે તુ સત્કાર (ઉન્મત્ત શ્રીમ તને સદ્બોધ) ૨૧૯
૪૮ કર સગીત રસ પાન ( સગીતની મહત્તા ) ૨૨૧
૪૯ કરી કૃપા કૃપાળુ પધારો રે
( ધર્મ વ્યાધ આખ્યાનમાથી ) ૨૨૮
૫૦ કચ્છના કોડીલા વીરા (કચ્છની પ્રથમ પરિષદ નિમિત્તે) ૨૩૪
૫૧ કુરબાનીનુ બ્યુગલ વાગે
( કચ્છની મુદ્રાની પરિષદ નિમિત્તે ) ૧૦૩
૫૨ કોઇ સાધુ સન્યાસી યોગીને યતિ
( રાકનુ રતન યોગીની રતનબાઇ ) ૧૩૩
૫૩ ખાનદાની ખાદીમા માનો ૧૮૯
૫૪ ગણુ તુજને પ્રભુ આધાર (પ્રભુ શ્રી વીરની સ્તુતિ) ૫૧
૫૫ ગઇ કયા ? અમને મૂકીને તુ માવડી
( અનેગીરીની સુલસા શ્રી બાઇયાબાઈ ) ૧૩૯
૫૬ ગદકનાવાસી આવો રે (શ્રી લાનજીભાઇ લધા) ૧૪૪
૫૭ ગાધીજીનુ જીવન ગુણકાર ( ગાધીજી ) ૧૫૭
૫૮ ગુરૂજી અતર ધારો ( સદ્ગુરુની સ્તવના ) ૫૬

૫૯ ગુલાબને ગુલાબનાં ફુલડે વધાવો.
(ભુજની પરિષદનાં પ્રમુખનો સત્કાર ગીત ) ૨૪૯
૬૦ ગોખલેજી હૈડું સળગાવે
(ગોખલે જયંતી નિમિત્તે શ્રી માનબાઇની પ્રેરણાથી) ૧૪૮
૬૧ ઘટ મંદિરમાં આવો રે ( પરમાત્માની પ્રાર્થના ) ૫૩
૬૨ ચાલો ધર્મ મહોત્સવ જોવા જઇયે રે
(લાયજામાં દિક્ષા મહોત્સવ ) ૮૩
૬૩ ચાલો ધર્મ મહોત્સવ જોવાને જઇયે રે
( ભાંડુપમાં ધર્મ મહોત્સવ ) ૮૮
૬૪ ચારિત્રવિજય મુનિની સેવા
( પાલીતાણા ગુરૂકુલના સ્થાપક ) ૧૨૨
૬૫ ચિરંજીવ રહો ગુજરાતી
( ગુજરાતી પત્ર રજત મહોત્સવ નિમીત્તે ) ૧૮૧
૬૬ છે સંતચરણ સુખકાર ( સંતની સ્તવના ) ૭૭
૬૭ જગહિતકારી નિરખ્યા શ્રી મહાવીર
(કચ્છ ભુજપુરમાં શ્રી પુંજાભાઈ શ્રવણની પ્રેરણાથી) ૧૩
૬૮ જગમાં થા ખેડુત સુજાણ ૧૭૦
૬૯ જડી બુટ્ટી જેવી વાણી ગણાણી ચમત્કારી
( શ્રી રેવાશંકર ગોપાળજી મ્હેતા નિમીત્તે ) ૧૭૧
૭૦ જગસ્વામી સુખકારી રે
( ભારત માટે પરમાત્માની પ્રાર્થના ) ૧૮૫
૭૧ જગમાં જનુનીની જોડી ન જોઈ (માતાનો મહીમા) ૨૧૪
૭૨ જનાબ યાકુબ હુસેન
( અંજારની પરિષદના પ્રમુખ ) ૨૪૫
૭૩ જાગો જાગો યુવકો આજ ૧૯૦
૭૪ જાગ્યા જાગ્યા કચ્છી વીરા ૨૩૨

૭૫ જિનવર આણ તારી-પ્રમાણ
(શ્રી વીરજી લધાભાઈની સુપુત્રી રતનની પ્રેરણાથી) ૯
૭૬ જિન ભક્તિનો રંગ જમાવો સહુ ૧૭૯
૭૭ જિનશાસન રક્ષક મુનિવરશ્રી
(મુનિરાજશ્રી મોહનલાલજી મહારાજ) ૧૧૮
૭૮ જિનઆણા શિરપર ધરજો રે ૧૭૯
૭૯ જિનવરને અનુસરનારા રે અમે જૈનો જય કરનારા
(કૃતશ્રી કેશરમાથી) ૨૦૩
૮૦ જીવન મૌલિક માનીને
(શ્રી નરશી હીરજી સોનીની સુપુત્રીની પ્રેરણાથી) ૬૭
૮૧ જીવનમા આ મઝા સ્વામી (પતિનો પતિને પત્ર) ૧૦૫
૮૨ જુગારીને જુઠો સૌ જાણો
(ગોકુલ અષ્ટમીના મહોત્સવ નિમીત્તે) ૧૮૭
૮૩ જુગારીનુ જીવન જોવા આવો રે
(જુગારીનો પસ્તાવો) ૨૧૫
૮૪ જેનુ મેનાના રંગે રંગાયુ જીવન
(કચ્છની મગેનની કુમારી પાનબાઇ) ૧૩૫
૮૫ જૈન કોમનો ઉત્કર્ષ કરવાને કાજ
(જૈ શ્વે કોન્ફરન્સના અગ્રેસરોને) ૩૯
૮૬ જૈન પત્રનો મહોત્સવ થાય
(જૈન પત્રનો જ્યુબીલી મહોત્સવ) ૧૮૨
૮૭ જૈન ધર્મનો ઉદ્યોત કરવાને કાજ
(જગદ્ગુરુ શ્રી હીરવિજયજીની જયતી) ૧૧૨
૮૮ ડગી અવરને હાર એ છે શ્રી જિનશાસન માર
(કૃતશ્રી કેશરમાથી ઉધ્ધૃત) ૧૭૨
૮૯ ત્રીશલા સુતના ગુણ સહુ ગાનો (વીરની સ્તુતિ) ૪૧

૯૦ તાતની ચિંતા ચૂરણ કરવાને ચાહું ૨૨૭
( ભીષ્મપિતાની ભીષ્મ પ્રતિજ્ઞા )
૯૧ થયા તમે પ્રભુ મમનાથ ( શ્રી વીરની સ્તવના ) ૫૮
૯૨ દશા આ શી થઇ આજે ? ( હિન્દની હાલત ) ૧૯૬
૯૩ દયા ધર્મીનું નામ ધરાવો રે
( બાળાનાં કાલા વાલા ) ૨૨૪
૯૪ દિઠી મેં નઝરે દિવ્ય બાલિકા
( સ્વ. રતનબાઇ વીરજી લધાભાઇ ) ૧૪૧
૯૫ દિવ્ય જીવન દાતાર અવનીમાં ( શ્રી અરવિંદ ) ૧૫૯
૯૬ દિવ્ય દૃષ્ટિ દેનારા કળિયુગમાં ( શ્રી અરવિંદ) ૧૬૦
૯૭ દિઠી દિઠી મેં દિવ્ય સમાજ
( શ્રી અરવિંદ આશ્રમનાં બાળકો ) ૧૬૫
૯૮ દીન દુઃખી પર દયા કરો ( સ્વામી વચ્છલ ) ૨૦૧
૯૯ દેશોદયની લગની લાગી ૧૯૦
૧૦૦ દંપતી સુખમાં તે રહેનાર ( સુખી દંપતી ) ૨૦૯
૧૦૧ ધરમી જીવો કરે શુદ્ધ ધર્મ રે (ધર્મી કેવા હોય ?) ૫૯
૧૦૨ ધન ધન જમનાલાલ બઝાઝ
( શ્રી જમનાલાલ બઝાઝ ) ૧૫૦
૧૦૩ ધન્ય ધન્ય શિવાજી શૂરવીર
( શિવાજી આખ્યાનમાંથી ) ૨૨૩
૧૦૪ ધિઃક ધિઃક મારો આ અવતાર
( શિવાજી આખ્યાનમાંથી ) ૨૨૨
૧૦૫ નાવિક ! તુજ પર શ્રદ્ધા ધરશું
( આબુનાં યોગી શ્રી શાંતિવિજયજી નિમીત્તે ) ૩૭
૧૦૬ નિરખો મોહનની મૂર્તિ ધારી ધારીને રે
( શ્રી ગાંધી જયંતી ) ૧૫૮

૧૦૭ નિરાધારની વિપદા વિદારો રે
(હુન્નર કળાનો પ્રચાર કરવા અબળાની અરજી) ૨૧૭
૧૦૮ નિષ્કામી વજ્રપાલ સ્વામીના
(મુનિરાજ શ્રી વજ્રપાલજી સ્વામી) ૧૦૭
૧૦૯ નિંદા પરની ગમે દુષ્ટને (દુર્જન સ્વભાવ) ૫૭
૧૧૦ નેમજીને જોવા ઉભી (મહાબલેશ્વર હેપી હોમમા) ૨૯
૧૧૧ પ્રભુ ભક્તિની મસ્તીમા મસ્ત રહો રે
(શ્રદ્ધા અને ભક્તિની મૂર્તિ લક્ષ્મીબાઇ નિમીત્તે) ૪
૧૧૨ પ્રભુ વીરના વચન વિચારો
(બારમીમા શ્રી વીર જયતી) ૧૦
૧૧૩ પ્રભુ ઉપકારો હુ તારા ૪૫
૧૧૪ પ્રભુ ભક્તિના રંગમા ૪૭
૧૧૫ પ્રભુ ભક્તિ નિત કરીયે રે ૫૪
૧૧૬ પ્રભુ પ્રગટી અતર પ્રીત (શ્રી વીરની સ્તવના) ૬૨
૧૧૭ પ્રભુ અતરમા પ્રભુ આવો (૩) નાથ
(પરમાત્માને આમત્રણ) ૧૦
૧૧૮ પ્રભુ વીરના ગુણોને સભારીયે રે (ગરબો) ૧૮૪
૧૧૯ પ્રથમ હિન્દી વિમાની કબાલીને (કચ્છી વીર કબાલી) ૨૪૩
૧૨૦ પ્રિયા મમ પ્રેમની પ્રતીમા
(સુદર્શન ચક્ર ધારણ કરવા પતિની આજ્ઞા) ૧૦૪
૧૨૧ પ્રિય સાધકો સદ્ભાગ્યથી
(શ્રી અરવિંદ આશ્રમના સાધકોને) ૧૬૨
૧૨૨ પીધુ પીયુષ પ્રભુ પ્રેમનુ ૪૮
૧૨૩ પુનવી વીરજી સુખી રહો (ડૉ મૈગેરી) ૧૪૧
૧૨૪ પેખી પ્રગટપણે તત્ત્વ ભક્તિ
(ધર્મ વ્યાધના આખ્યાનમાથી) ૨૩૦

૧૨૫ પંથ મમત્વ નિવારો રે ( સેવા ધર્મનો મહીમા ) ૨૨૦
૧૨૬ બોલો મહાવીર સહુ બોલો મહાવીર
( શ્વે. જૈ. કોન્ફરન્સ નિમિત્તે ) ૨૩
૧૨૭ બોલ મારા બાલુડા બોલ મીઠું મીઠું
( કૃતઘ્ની કેશરમાંથી ) ૨૦૫
૧૨૮ બંધુ સુણજો સુખકારી રે
( ભાયખલામાં દિક્ષામહોત્સવ નિમીત્તે ) ૨૫૦
૧૨૯ ભજીલો શ્રી ભગવાન ભવિયો
( સમેત શિખરજીની સ્પેશીયલમાં ) ૩૫
૧૩૦ ભક્તિથી સૌ કુલો ૩૮
૧૩૧ ભદ્રેસર જઇશું
( બાલ બ્રહ્મચારિણી કંકુબાઈનાં સંઘ નિમિત્તે ) ૮૬
૧૩૨ ભારત ભક્તો સૌ સુણજો સ્નેહે
( કચ્છની કોયલ સ્વ. કુંવરબાઈ ) ૧૩૬
૧૩૩ ભારતનાં વિઘ્ન વિદારો રે ૧૯૨
૧૩૪ ભારતવાસી બાંધવ બ્હેનો
( અસ્પૃશ્યતા નિવારવા પ્રાર્થના ) ૧૯૪
૧૩૫ ભાવિક ભક્તરાજ પેખીયો રે
( કચ્છી-પત્રીનો ધર્મવીર-લખમશી કેશવજી ) ૧૪૨
૧૩૬ ભારત ભુવને તિલક સમાન ( તિલક મહારાજ ) ૧૫૫
૧૩૭ ભૂલીશ ન બ્હેન ! કદિ તારો આભાર
(શેઠ વીરજી લધાની પત્નિ લક્ષ્મીબાઈની પ્રેરણાથી) ૨૪
૧૩૮ મન મંદિરમાં આવો રે જિનવરજી
( માનવતા માટે પ્રભુ પ્રાર્થના ) ૧૯
૧૩૯ મનડું ચાહે ભક્તિ કરવા ૫૨
૧૪૦ મહાવીરનાં સંતાન છો
(દક્ષીણ મહારાષ્ટ્રની સાંગલીની જૈન પરિષદ નિમીત્તે) ૬૩

૧૪૧ મહાભાગ્યે અદ્‌ભુત મૂર્તિ મળી
( આબુજીના ડગનાથજી મન્દિરના મહંત ) ૧૨૩
૧૪૨ માયા કાંટણ દૂરે ભાગી ૫૫
૧૪૩ મારા સ્લિના દુઃખની વાર્તા(મોતીચંદના આખ્યાનમાંથી) ૬૮
૧૪૪ મા મીરા ઉરમા સ્મરતી
(ભક્તાત્મા વિસનજી જેતશીની સુપુત્રી કુસુમ નિમીત્તે) ૧૬૭
૧૪૫ માનો સેવા સુખની ખાણ ૧૮૦
૧૪૬ માનો માનવ દેવ સમાન ( કૃતઘ્ની કેશરમાંથી ) ૨૦૨
૧૪૭ માત તાત ગુણ ગાઉં રે(ધર્મવ્યાધના આખ્યાનમાંથી) ૨૨૯
૧૪૮ માત તાત ગણીને દેવ (ધર્મવ્યાધના આખ્યાનમાંથી) ૨૨૯
૧૪૯ મીઠી લાગી છે મને નીંદરડી આજની
( સ્વ રતનબાઈ વીરજી લધાભાઈ નિમીત્તે ) ૫
૧૫૦ મીરા માની નઝરમાં મે
( સૌ મરઘાબાઈ સુમતિચંદ નિમીત્તે ) ૧૬૦
૧૫૧ મીરા માડી લીધું શરણ તારૂં
(ભાઈ વિસનજી જેતશીની પુત્રી કુસુમની પ્રેરણાથી) ૧૬૩
૧૫૨ મુક્તિની ચાવી જિન ભક્તિ મે જાણી
( ધર્મપ્રેમી-શેઠ શ્રેનાભાઇ પુનશીની પ્રેરણાથી ) ૧૮
૧૫૩ મે તો સૃષ્ટીનો સાર ઉરે લીધો
( મહામવેશ્વર હેપી હોમમા ) ૭૫
૧૫૪ મે ગીત જગતની જાણી ( પોડીચેરીમા ૧૯૪૬ ) ૩૪
૧૫૫ મે વાટડી લીધી મીંચી
(ભક્તાત્મા વિસનજી જેતસિંહની સુપુત્રી કુસુમ નિમીતે)૧૬૬
૧૫૬ મે તો ઓળ્યુ બાપનુ નામ (પાપી પિતાનો પસ્તાવો) ૨૭૫
૧૫૭ મોંઘેરા મહેમાન કરો ઉરમા સ્વીકાર
( વકીલ ચકુભાઇ બુધરભાઇનુ સત્કાર ગીત ) ૪૩

૧૫૮ યોગીનું જીવન ભોગીથી કહો શી રીતે સમજાય
( પોંડીચેરીમાં ૧૯૩૫ ) ૧૬૧
૧૫૯ રસનાનો લહાવો લેવા ઉમંગથી
( શ્રી વિજય ધર્મસૂરિ રજત જયંતિ નિમીતે ) ૧૨૬
૧૬૦ રવિ સુત રાજચંદ્રની જય હો
( શ્રીમદ્ રાજચંદ્ર જયંતિ નિમીતે ) ૧૨૮
૧૬૧ રવીંદ્રનાથ ટાગોરની જય હો
( મહાબલેશ્વર–હેપી હોમ–ટાગોર જયંતિ ) ૧૫૧
૧૬૨ રવિ સમ રવજી શેઠ જગતમાં
( રાવ સાહેબ શેઠ રવજી સોજપાળ ) ૨૩૮
૧૬૩ રાજમાં લગની લાગી રે (શ્રીમદ્ રાજચંદ્ર જયંતિ) ૧૭૩
૧૬૪ લખમીદાસ રવજી તેરશીની
( કચ્છ માંડવીની કચ્છી પરિષદ નિમીત્તે ) ૨૪૨
૧૬૫ લાગી લગની શ્રી વીર જિનવરમાં રે ૪૦
૧૬૬ વડવાનો વીર અમને અંતરમાં ભાવે
( તત્ત્વજ્ઞ શ્રી પોપટલાલ મહોકમચંદ ) ૧૩૧
૧૬૭ વગાડો વિવેકે સુસંપની સતાર
( ક. દ. ઓ. જ્ઞાતિ શિરોમણી શેઠ નરશી નાથા ) ૧૫૨
૧૬૮ વાણીની વાંસડી વગાડી રે વીર !
( શા પુંજા શ્રવણના પત્નિ ભચીબાઈ નિમીતે ) ૧૧
૧૬૯ વિવેકની વાટીકામાં ફરીએ
( શ્રીમાન્ વીરજી લધાભાઈની પ્રેરણાથી ) ૩
૧૭૦ વિદ્યા કળાથી કરીશું જીવન વિકાસ
( સેવાપ્રિય બ્હેન માનબાઇની પ્રેરણાથી ) ૨૬
૧૭૧ વિદ્યાકળા ભકિત ને ભલાઈ
( શ્રી નરશી હીરજી સોનીના પૌત્રની પ્રેરણાથી ) ૩૩

૧૭૨ વિવેકી વીરા વચન ઉચારજો વિચારી
( મોગ્બીના સંયમી ભાઇ રેવાશંકર ગોપાળજી-
મ્હેતાની પ્રેરણાથી ) ૫૧
૧૭૩ વિત્ત નશ્વર માની તેને ૭૧
૧૭૪ વિવેકે વીર વચન તું વિચાર
( અપ્રમાણિક દિકરાને માતાનો સદ્બોધ ) ૨૧૩
૧૭૫ વીર બાલ સૌ ટેકથી ન ટરો
( શ્રી વીરજી લધાભાઇની પ્રેરણાથી ) ૬
૧૭૬ વીર એક તારો આધાર
( સ્વ. રતનબાઇ વીરજી લધાભાઈ નિમીતે ) ૭
૧૭૭ વીરના સુત સૌ રંગે ઉમંગે ૧૩
૧૭૮ વીરના નયનો છે મન હરનારા ૧૪
૧૭૯ વીર શાશનની કરતી સર્વદા તું રખવાળી
( શ્વે જૈ કોન્ફરન્સ નિમીત્તે ) ૨૧
૧૮૦ વીર નામની નાવથી ૪૨
૧૮૧ વીર ! તવ નામ સ્મરૂં છું
( સર્વત્ર અને સર્વમા મહાવીર ) ૭૫
૧૮૨ વીર જિન તારો રે ( વીરની સ્તવના ) ૭૮
૧૮૩ વૃથા તું વીરનો જપ નિત કરે
( દંભી ભક્તને ચેતવણી ) ૨૦૬
૧૮૪ વેલા વેલા આવો વાલા !
(ભવના અગ્રેસરોને જાગ્રત કરવા વીરની પ્રાર્થના) ૧૭૬
૧૮૫ સખિયોની અરજી સ્વીકારી લે રાજુલ
( રાજુલનો રાસડો ) ૩૧
૧૮૬ સખિ મને નેમ વિના ના ગમે (રાજુલનો નિશ્ચય) ૩૨
૧૮૭ સખિ નેમનો મેં પ્રેમ રસ પીધો
( રાજુલનો આત્મિક પ્રેમ ) ૩૪

૧૮૮ સમર્થનાં શરણા લીધા છે. ૬૪
૧૮૯ સદ્દગુણ ભૂષણ ધારણ કરીને (શીલવતિનાં શણગાર) ૭૯
૧૯૦ સખિ સ્વપ્નામાં નેમની મેં નિરખી જ્યોતિ
(રાજુલનું સ્વપ્નુ) ૯૭
૧૯૧ સરલા સખિયોને કહે સ્નેહે ૯૫
૧૯૨ સખિયો સરલાને કહે રંગે ૯૬
૧૯૩ સત્સંગત સુખકાર સમજો ૨૧૮
૧૯૪ સહુ હરજો રે સહુ હરજો રે (કચ્છીઓને ચેતવણી) ૨૩૧
૧૯૫ સાચો જૈની તેજ ગણાયે (પંડીત લાલનની પ્રેરણાથી) ૨૮
૧૯૬ શાને ભરોંસો કરે અવરનો (પરની આશા સદા નિરાશા) ૬૧
૧૯૭ સાધર્મી સહુ આવો રે (લાયજામાં વરસીતપ મહોત્સવ) ૮૪
૧૯૮ સુસંગથી સુખ થાય ૧૭૩
૧૯૯ સુભક્તો ભાવે પ્રભુ ભક્તિ રસ ચાખો
(જાતી ભેદનો ત્યાગ કરી ભગવત ભજો) ૧૭૭
૨૦૦ સુતેલા હિન્દનાં હીરા ૧૯૫
૨૦૧ સુખકર શ્રી વર્દ્ધમાન સ્મરીયે ૨૧૦
૨૦૨ સુકાની સાચા શેઠ સુરજી
(કચ્છી પ્રથમ પરિષદના પ્રમુખ) ૨૪૦
૨૦૩ સેવામૃત રસ સાર જગમાં ૧૭૯
૨૦૪ સેવાધર્મનો હું મર્મ રે (શ્રીમંતનો પસ્તાવો) ૨૨૧
૨૦૫ સોજપાર સુત મેઘની જય હો
(શ્વે. જૈન કોન્ફરન્સના પ્રમુખ) ૨૨૨
૨૦૬ સંસાર ગણો રે અસાર (ગરબો) ૬૦
૨૦૭ સંપંજ. સુખકી ખાણ સમજ તું ૨૧૧
૨૦૮ સ્વદેશ સેવા કરો સર્વદા ૧૯૩
૨૦૯ સ્વામીજી શ્રદ્ધાનંદજી (શ્રી શ્રદ્ધાનંદ જયંતી) ૧૪૯

૨૧૦ શ્રીનાગજો મૌ સ્નેહવી ( ગરબો ) ૧૮૮
૨૧૧ શ્રી જિનદત્ત સુરિશ્વર સાહેબ
( શ્રી જિનદત્ત સુરીશ્વરની જયતી ) ૧૧૬
૨૧૨ શ્રીમતિ મગન બ્હેન ચિર જીવો
( શ્રી મગન બ્હેન જયતી ) ૨૪૬
૨૧૩ શ્રીભાયખલામા આજ (ભાયખલામા દિક્ષા મહોત્સવ) ૨૫૩
૨૧૪ શુ તજુ શુ ભજુ શુ મજુ આતમા ૬૧
૨૧૫ શોભે સુગુણી નાર ૨૦૭
૨૧૬ હિન્દના દાદા દાદાની જય (દાદા ભાઇની જયંતી) ૧૫૪
૨૧૭ હિન્દ માત હૈયે ધરનારા રે ૧૯૯
૨૧૮ હુ તો નેમજીની સગે જવાની (રાજુલનો નિશ્ચય) ૨૯
૨૧૯ હુ તો જપુ નિમદિન તુમ નામ ૬૨
૨૨૦ હુ તો મીરા માડીની સગે રહેવાની
(સા વિમનજી જેનમિહતી સુપુત્રી કુસુમની પ્રેરણાથી) ૧૬૫
૨૨૧ હુ તો અધમાધમ થઇ નારી (જુગારીસ્ત્રીનો પસ્તાવો) ૨૧૪
૨૨૨ હુ તો ધુત રમવાનો પામ્યો કડુ ફળ આજ
( જુગારીનો પસ્તાવો ) ૨૧૬
૨૨૩ હુ તો થયો અતિ અતિચારી (વૃદ્ધ પતિનો પસ્તાવો) ૨૨૬
૨૨૪ હે સુતાજી ! અબલાઓને
( પતિને સુધારવા પતિનો પ્રયોગ ) ૨૩૭
૨૨૫ જ્ઞાન જ્યોતિ જગાવો શ્રી જૈન મધમા ૧૪

- કચ્છી વિભાગ.

૧ અમાજો નિવાસ થય ઉન વનમે
( સમ્યક્ત્વી આત્માઓ કેવા હોય ? ) ૨૬૧
૨ અદ્ભુત કચ્છડેજી કથા
( નડીભર મોજના નિવાણીના અક નિમીત્તે ) ૨૬૮
૩ અજ અપ્રુ અણમે આવ્યો થય ઉલ્લાસ (ગરબો) ૨૯૩

૪ અરવિંદ મીરા રૂપી હલેસા ૩૪૨
૫ ઇ પગ જગકે ઉગારીં
( શ્રી અરવિંદ આશ્રમના માતાજી ) ૩૩૦
૬ કરપાર કૃપાલુ દીન દયાળુ ( પ્રાર્થના ) ૨૫૭
૭ કયો કાયા કુલભાન કચ્છલા
( કચ્છી પરિષદના તૃતીય અધિવેશન નિમીત્તે ) ૨૭૩
૮ કચ્છ ભૂમિ મંગેતી બલિદાન રે
( કચ્છ પરિષદના ભુજના અધિવેશન નિમીત્તે ) ૨૯૮
૯ કર સાર તું સ્વામી ત્રિલોક તારક
( વીર પ્રભુને પ્રાર્થના ) ૩૧૪
૧૦ કવિ કાવ્ય સંવાદ સુણીને ૩૧૭
૧૧ કરૂણા મૂર્તિ મીરા માડી
( શ્રી અરવિંદ આશ્રમના માતાજી ) ૩૪૧
૧૨ કચ્છડે મેં જ્યોત જગાયેલા ( શ્રી મહેરઅલી ) ૩૪૪
૧૩ કચ્છી વીરા ન્યાર્યોં માડીજી પીડા ૩૪૮
૧૪ કેર અયો ? અસાંકે પૂછેંતા
( કચ્છી પરિષદના પ્રથમ અધિવેશન નિમીત્તે ) ૨૬૯
૧૫ કેશરીયા કયો કેશરીયા ૨૭૫
૧૬ કયો જીવન યાત્રા ચિદાનંદ મય ૨૬૦
૧૭ ગુરૂવર અય આંજો આધાર ૨૫૯
૧૮ જગ રચના ન્યારે પૂર્ણ વિચારે ૨૬૫
૧૯ જ હો કચ્છી ત કચ્છકે સંભાર્યોં રે
( કચ્છનાં જળપ્રલય નિમીત્તે તા. ૨૦–૯–૨૬ ) ૩૦૭
૨૦ ઝટ અચો મીરા મા નિકટમેં
( શ્રી અરવિંદ આશ્રમના માતાજી ) ૩૩૭
૨૧ જાગ્યા અંજારજા ભડવીર
( કચ્છી પ્રજાકીય પરિષદના તૃતીય અધિવેશન નિમીત્તે ) ૩૪૬

૨૨ જીવન જગ જમાયો જગતમે
(મુબઇ સમાચારના દીવાળીના અંક નિમીત્તે ૨૬૪
૨૩ જીતેલા જોડા રે ૨૬૬
૨૪ જીવન મે જ્યોત જગાયો રે
( કચ્છી પરિષદના દ્વિતીય અધિવેશન નિમીત્તે ) ૨૭૧
૨૫ જીવન જગમે રોધાશી અરી રગમે ૨૯૫
૨૬ જી. એ ગ પાજે ધણી કચ્છડેજે
( કચ્છ નરેશ નિમીત્તે ) ૩૧૫
૨૭ જુકા બુછડાઇ કેલા બમેતા ( દુર્જન સ્વભાવ ) ૩૦૩
૨૮ તમુ ચુસજામ વધુ કુછ જામ ( તાગક ત્રિપદી ) ૨૭૭
૨૯ ચિયો કુરો ચિયો કુરો ચેતા ( કૃતઘ્ની ) ૩૫૧
૩૦ હિમી વસતજી મસ્તાની ( વસત ) ૩૧૧
૩૧ દિઠી દિવ્ય મૂર્તિ મનોહારી રે ( શ્રી અરવિંદ ) ૩૧૯
૩૨ દિવ્ય રૂપાતર કેલા વિશ્વજે ( શ્રી અરવિંદ ) ૩૨૧
૩૩ દુર્લભ નરભવ લેખે લગાયજો ( ગરબો ) ૨૯૬
૩૪ નવિન યુગજો દિવ્ય સંદેશો
( કચ્છી પરિષદના ખાસ અધિવેશન નિમીત્તે ) ૩૦૯
૩૫ ન્યારીં ન્યારીં મીઠ માડુ સુ પ્રેમેં
( શ્રી અરવિંદ આશ્રમના માતાજી ) ૩૩૮
૩૬ પ્રભુ વીર જે ગુણકે સભારજા રે ( ગરબો ) ૨૬૩
૩૭ પાજો કુરો ઇંય ચોંધે ન વિચાર્યોં રે
( હિન્દુસ્થાન પત્રના દિવાળી અંક નિમીત્તે ) ૩૦૨
૩૮ પૂજન કયો પ્રિતે શહીદ જો
( વડીભગ મોઝના શહીદ અંક નિમીત્તે ) ૨૭૯
૩૯ પ્રેમજો સાગર નાવ પ્રેમજી ૨૮૧
૪૦ પ્રેમજી જ્યોત જગાયે જીગરમે
( શ્રી અરવિંદ આશ્રમના માતાજી ) ૩૩૯

૪૧ ખુરી ખાજર કે ન્યારે ઉરમેં ૩૧૨
૪૨ મહાભાગ્યે ભેટ્યા વીર રે ( ગરબો ) ૨૯૪
૪૩ માડી તોજી મૂર્તિ અય મોહનગારી
( શ્રી. અ. આશ્રમના માતાજી ) ૩૨૩
૪૪ માડી તોજી શક્તિ અય વિસ્મયકારી
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૨૪
૪૫ માડી રચના તોજી ન્યારી
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૨૮
૪૬ મા મીરાજે કોમલ કરકે
( સૌ. સરલાબાઈ સુમતિચંદ નિમીત્તે ) ૩૨૯
૪૭ મા મીરાજે મોંતે મું દિઠો
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૩૧
૪૮ મા મીરાજે ચરણ કમલમેં
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૩૩
૪૯ મીરા માડીકે સ્મરીધાશી મનમેં
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૩૬
૫૦ મીરા મા રોઓ આણમેં (શ્રી વિસનજી જેતશી નિમીત્તે) ૩૨૯
૫૧ મિલ્યો મું કે મોહન્જે વાટમેં ભતો (મોહની શક્તિ) ૩૪૩
૫૨ મું કે વલો લગે તો ત્રીશલાનંદન (શ્રી મહાવીરની સ્તુતિ) ૩૧૩
૫૩ રટીયાં નાં માડી મીરાજો મને
( શ્રી. અ. આશ્રમના માતાજી ) ૩૩૪
૫૪ લોક દષ્ટિકે ધિલડેમેં ધારીં રે ૩૦૪
૫૫ વલાતો પિંઢજે વતનકે વિસારે ૨૫૮
૫૬ વસંતજી મિઠી મોઝ માણેલા ( વસંત ) ૨૯૭
૫૭ વસી ઉરમેં મીરા માડી (શ્રી અ. આશ્રમના માતાજી) ૩૩૫
૫૮ વિશ્વવંદ્ય મીરા મા પ્રતિદિન
( શ્રી અ. આશ્રમના માતાજી ) ૩૨૫

૫૯ વેસડમકે કડે મ વિમાર્યો ગે ૩૦૧

૬૦ વંદે માતરમ્ મિલીને બોલો
( કચ્છ માડનીની હચ્છી પરિષદ નિમીત્તે ) ૨૮૨

૬૧ સતજુગજા દરિસન કયો હલિમે (શ્રી અરવિંદ) ૩૨૦

૬૨ સબરસજે સગ્રામ ન્યારેલા (સબરસ સગ્રામ નિમીત્તે) ૩૦૦

૬૩ સુણુ તુ સુજા વલા રે ૨૬૭

૬૪ સુ જીવન ધન દાતા માતાજી મીરા
( શ્રી અ આશ્રમના માતાજી ) ૩૨૭

૬૫ સુભ ભાવક ધિલડેમે ધરજારે ૩૦૬

૬૬ સતોષી અઇ જગમે સુખીયા ( ગરબો ) ૨૯૬

૬૭ સત સદા ઈય ચેતા (સુજન-દુર્જન સ્વભાવ) ૩૫૦

૬૮ હાગે મળ્યો માલી ( જીવન બાગ ) ૨૮૪

૬૯ હાગે વડજો જીવનકે ( વિવેકી વડવો ) ૨૮૫

૭૦ હાગે ગોટી આમેજી ( પ્રગતિ પ્રિય ગોટલી ) ૨૮૭

૭૧ હાગે ગુણીજને ક્યા ગણુના ( વિજયી વનરાજ ) ૨૮૯

૭૨ હારે દિઠો જીવન વિકાસજો ( સત્સંગ પ્રભાવ ) ૨૯૦

૭૩ હારે સજી સૃષ્ટિ કરે ( શક્તિ ની ભક્તિ ) ૨૯૨

૭૪ હારે વેતડમ હરદમ સ્મરજા
( કચ્છ માડનીની યુવક પરિષદ નિમીત્તે ) ૨૯૯


## હિન્દી વિભાગ


૧ અબ હમ અગમ નિગમ પદ પાયા ૩૫૫

૨ અબ મોકે પાર ઉતારો પ્રભુજી ૩૫૬

૩ અબધુ સત સમાગમ કીજે ૩૫૬

૪ અબ ખુમારી આઇ ઘટમે ૩૫૭

૫ અબ હમ કર્મો સાથ લડેંગે ૩૬૨

૬ અબ મે તેરી ગતિ પ્રભુ જાની ૩૦૩

૫૯ બીર પ્રભુ લીયો મેરો ચિત્ત ચોર ૩૯૪
૬૦ બીર જિન ભયે નિપટ કઠોર ૩૯૪
૬૧ મચાઈ ધુન પ્રભુ પદકી ૩૫૫
૬૨ મસ્તાની આઇ ઘટમેં રે ૩૬૭
૬૩ મીલા હમકો પ્રભુ પ્યારા ૩૮૧
૬૪ મૂરખ બ્રથા જપે મુખ માલા ૩૮૬
૬૫ મૂરખ મલકત દેખત અંગ ૩૯૫
૬૬ મૂરખ માનવ ભવ દિન ચાર ૩૯૬
૬૭ મૂરખ મન પ્રભુસેં પ્રીતિ જોર ૩૯૮
૬૮ રામકો નામ લહું જપ પ્રેમસેં ૪૦૯
૬૯ રે જીવ કાલ રિપુ અબ આયો ૩૫૯
૭૦ લીયા ફકીરી તો ડરના કયારે ૩૮૫
૭૧ વીર જિન પુરૂષોત્તમ જગ ભ્રાત ૩૯૭
૭૨ સડણ પડણ પુદ્ગલ ગુન જાનો ૩૬૪
૭૩ સત્સંગ કરના દુખકાર કર્મસેં લરના ૪૦૭
૭૪ સુરતા પ્રભુ પદમેં લાગી રહી ૩૬૦
૭૫ સંતો આનંદઘન મહારાજ ૩૬૧
૭૬ સંતો જિનસેં પ્રીતિ ધરો ૩૬૬
૭૭ સંતો નિરપખતા મુજ ભાઇ ૩૬૬
૭૮ સંતો ભક્તિ બસ ભગવાન ૩૬૭
૭૯ સંતો જગ ભૂલા જગ ભૂલા ૪૦૪
૮૦ હમ જગસેં બને ઉદાસ ૩૭૩
૮૧ હમ ભક્તિરસ કર પાન ૩૭૩
૮૨ હમ નિજ રૂપ રાતે હૈ ૪૦૯
૮૩ હમારે સિદ્ધાચલ ઉર ઓર ૩૯૮
૮૪ હે ચેતન સુખકર જિનવર ૩૮૩
૮૫ ક્ષત્રિયકુંડમેં લીયા જન્મ તુમ ૩૭૪



ગિરજભાઈ મઢડાવાળા
ઉર્ફે
મગનબાબા

| | | |
|---|---|---|
| ૭ | અહોનિશ ચિત્તમેં બીર ગુન ગાઉં | ૩૭૧ |
| ૮ | અબ મેં વર્દ્ધમાન જિન પાયા | ૩૭૨ |
| ૯ | અરે ધોકેકી બાજી હૈ | ૩૭૮ |
| ૧૦ | અબતો ભજનકી ધુન મચાઈ | ૩૮૭ |
| ૧૧ | અબધુ જિન દરસનકો ચાવ | ૩૯૧ |
| ૧૨ | અબધુ ભજો સદા જગપાલ | ૩૯૨ |
| ૧૩ | અગોચર રૂપ હમારા હૈ | ૪૧૧ |
| ૧૪ | આજ વીર પ્રભુ ધ્યાને આયે | ૪૧૬ |
| ૧૫ | ઉત્તમ અવસર બીત જાત હૈ | ૪૧૫ |
| ૧૬ | અંતરમેં ત્રીશલા માત કિશોર | ૩૯૫ |
| ૧૭ | અંતરમેં વર્દ્ધમાન શુભ નામ | ૩૯૮ |
| ૧૮ | કહે કયા મેરા મેરા તું | ૩૫૮ |
| ૧૯ | કબ તુમ પ્રભુકા ભજન કરોગે | ૩૬૮ |
| ૨૦ | કર સમતા રસમેં પ્રીત | ૩૭૪ |
| ૨૧ | કાલ ફીરે નિશદિન શીર તેરે | ૩૮૪ |
| ૨૨ | કયા કરતા હૈ ગુમાન તું | ૩૮૦ |
| ૨૩ | ગુન બીન ભવજલ કૈસે તરોગે | ૩૭૨ |
| ૨૪ | ગુરૂને મોયે અપૂર્વ ગહેના પહેનાયા | ૩૭૮ |
| ૨૫ | ગુરૂને જ્ઞાન સુનાયા એ | ૪૦૬ |
| ૨૬ | ચેતન કર અનુભવ રસ પાન | ૩૬૫ |
| ૨૭ | ચેતન કર જિનવર ગુન ગાન | ૩૮૮ |
| ૨૮ | ચેતન માથે ફીરત કાલ | ૩૮૯ |
| ૨૯ | ચેતન ધરતું ધીરજ ઢાલ | ૩૯૦ |
| ૩૦ | ચેતરે ચેતન જગસેં એક દિન | ૪૦૨ |
| ૩૧ | જગમેં મેરા નહિ અબ કોઈ | ૩૮૮ |
| ૩૨ | જગતમેં મોહકા હયરે પસારા | ૪૦૩ |

૩૩ જિન મુદ્રા મુજ લાગત પ્યારી ૩૭૧
૩૪ જિનવર તેરો પદ અબ ભાય ૩૯૦
૩૫ જિનવર બદત હો કર જોર ૩૯૨
૩૬ જિનવર સુખકર નામ આધાર ૩૯૩
૩૭ જિનવર પ્રીતમ ત્રિશલાનંદ ૩૯૬
૩૮ જિનવર મોહ અગ્નિમેં બિછોર ૩૯૭
૩૯ જિનકા એશ લજાયા બે ૪૦૦
૪૦ તુમ જાનો જગ હૈ જૂઠારે ૩૭૯
૪૧ તેરે માથે કીરત હૈ કાલ ૩૮૪
૪૨ તેરી કુટિલ ગતિ અબ જાની ૩૫૮
૪૩ દગ દિલકા નહિ ધોયા ૩૭૭
૪૪ દિનરાત મહાવીર ગુન ગાતે હૈ ૩૬૯
૪૫ દુનિયામે તેરે વાસ્તે ૩૮૧
૪૬ દુનિયા નાન ચાના હૈ ૪૧૨
૪૭ ધર જિનવરકા ધ્યાન રે ચેતન તુ ૩૮૨
૪૮ ધન ધન શ્રી સિદ્ધાચલ ધામ ૩૯૯
૪૯ નહિ કર ગુમાન દિલમે તેરે ૩૮૫
૫૦ નાથ કૃપા બીન તત્વ ન પાવે ૩૭૦
૫૧ નિશ દિન પ્રભુ ચિત્તમે આવત હૈ ૩૬૦
૫૨ પ્રભુ ભક્તિ જબ આવે ૩૬૧
૫૩ પ્રભુકા ભજન કરના રે ૩૯૯
૫૪ પ્રભુજી ભક્તિ કરનારા રે ૪૦૬
૫૫ બને મગ્ગુન દુનિયામે ૩૭૫
૫૬ બને મસ્તાન અબ હમ તો ૩૭૬
૫૭ બને આનંદ હમે અબ તો ૩૭૬
૫૮ બીતરાગ નામજી રે નાવ ૩૭૦

# વિવેક વાટિકા

( ૧ )

દે દે પિયા દરમન તો મુઝે—એ ચાલ

વિવેકની વાટિકામાં ફરીએ,
  અરિહંતની આણાને અનુસરીએ. વિ

મહા પુન્યે માનવ દેહ મળ્યો,
  ચોરાશી લક્ષનો ફેરો ટળ્યો,
સુખકર સત્સંગનો આંબો ફળ્યો,
  સમતારસ પાન કરી ઠરીએ—વિવેકની ૧

ભવ હેતુ ગણી તનની મમતા,
  સુખદાયક સમજણની સમતા,
સત્સાધુઓ અંતરમાં ગમતા
  શ્રી **વીર** વચન પલ પલ સમરીએ—વિવેકની ૨

ગુણ પુષ્પો પર મન ભમરો ભમે,
  ગુણ મૂર્તિ **મહાવીર** ઉરમાં રમે,
સુદૃઢ શ્રદ્ધા **ગૌતમની** ગમે,
  હવે મોહ, મદ, માને નહિ મરીએ—વિવેકની ૩

દોષની પોષક દોષ દૃષ્ટિ ગણી,
સદ્‌વૃત્તિ કરી ગુણ દૃષ્ટિ ભણી;
સમભાવની સારી હવેલી ચણી,
ભવ વનમાં અમે શીદ આથડીએં ? વિવેકની ૪

દેશ દાઝ સદા ધરીએં મનમાં,
નિરખ્યા **જગનાથને** જગ જનમાં,
સમજ્યા સુંદરતા ગુણગણમાં,
**શિવ** કર સદ્‌ભાવ ઉરેં ભરીએં—વિવેકની ૫

( ૨ )

ચલી રે ચલી રે મેરી નાવ ચલી રે—એ ચાલના આધારે

પ્રભુ ભક્તિની મસ્તીમાં મસ્ત રહો રે,
વીર વીર વીર મહાવીર કહો રે—પ્રભુ૦
વીર ગુણ ગાનમાં, મસ્ત રહો તાનમાં;
વીરની સેવાનો ખરો, લહાવો લહો રે—વીર ૧
ભક્તિરૂપી ભંગમાં, સદા રહો રંગમાં;
જ્ઞાનાગ્નિથી કર્મ, કાષ્ટ દહો રે—વીર ૨
અંતરમાં ભાવ ભરો, પલ પલ પ્રભુ સમરો;
કષ્ટપ્રદ સંકટોને, સુખેં સહો રે—વીર ૩
વીર ગણો માત તાત, વીર ગણો નાત જાત;
વીરનું જ શરણું, ચિત્તમાં ચહો રે—વીર ૪
'અસ્થિર છે બાજી, કરો કમાણી તાજી;'
**શિવદ** પ્રભુ વીરની, એ શીખ ગ્રહો રે—વીર ૫

( ૩ )

## સ્વપ્નમાં વીર દર્શન

મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા—એ ચાલ

મીઠી લાગી છે મને નીંદરડી આજની,
સ્વપ્ને દીઠા પ્રભુ **વીર** રે,
ભવમા ન ભૂલુ એ ઘડી—મીઠી

શીતકે ન તાપની, પરવા પ્રભુને,
**સરોજ** જેવુ શરીર રે ભવમા૦ ૧

શાંતિ સુધાનુ પાન કરાવતા,
બેઠેલા સરિતાને તીર રે ભવમા૦ ૨

મોહના સુભટો, ભયથી ભાગતા,
નિરખી **વીર** ગંભીર રે ભવમા૦ ૩

વયણે વયણે પ્રભુ, અમી વરસાવતા,
દીઠી મે ભક્તોની ભીડ રે ભવમા૦ ૪

કર્તવ્યના પ્રભુ, પાઠ પઢાવતા,
સાગર સમ ગંભીર રે ભવમા૦ ૫

દુષ્ટ સંગમને, પેખી પ્રભુના,
નયણે વરસે નીર રે ભવમા૦ ૬

ઉદયાધિન કહે, શિવ કર **વીરજી**,
મમ ગણે અમીર ફકીર રે ભવમા૦ ૭

( ૪ )

## ટેકથી ન ટરો

દુનિયા કે બાલ પુકાર કહે—એ ચાલ.

વીર બાલ સૌ ટેકથી ન ટરો,
  દેવ દુર્લભ નરભવ સફલ કરો. વીર૦

હિમ્મત, સાહસ ને ધૈર્ય ધરો,
વિપદાને વિલોકી દિલે ન ડરો,
  શ્રી **વીર** વચન પગ પગ સમરો. દેવ૦ ૧

**અર્જુન** જેવી વીરતાને વરો,
**હનુમાન**ની શક્તિ નહિ વિસરો,
  બની બહાદુર ભવ વનમાં વિચરો. દેવ૦ ૨

**નભ** સમ નિર્મલ ને વિશાલ રહો,
**વનરાજ**ની મસ્તી ચિત્તમાં ચહો,
  ભલી ભાવના અંતરંગમાં ભરો. દેવ૦ ૩

મિથ્યા મદ:માન ન રાખો કદા,
**અરિઓ**થી રહો સાવધાન સદા,
  **રસના**થી પ્રિય વચનો ઉચ્ચરો. દેવ૦ ૪

માનવ નિરખી ઉરમાં હરખો,
નરભવની પુન્યાયી પરખો,
  માનવ માટે મરજીથી મરો. દેવ૦ ૫

અનુકંપા વિણ ભવમાં ભટક્યા,
એ વિણ જીવન પથમા અટક્યા,
ઉગ્મા કરો વહેતો દયાનો ઝરો  દેવ૦ ૬

તપ, જપ, વ્રત, સંજમ ને સેવા,
છે સમર્થ શિવ પદને દેવા,
મત્સંગે શાંતિ સુધા પી ઠરો  દેવ૦ ૭

( ૫ )

## એકજ આશા

ભેરે ઝુલે તલવાર—એ ચાલ.

વીર ! એક તારો આધાર,
ભવમાં ભૂલા પડયા રે વીર—

જીવન પથમાં, સાથો ન સંગી,
લુટનારા છે હજાર  ભવમાં૦ ૧

અંધારી ગતડી, વસમી છે વાટડી,
સર્વત્ર છે અંધકાર  ભવમાં૦ ૨

રેતીના રણને, જંગલ ઝાડીઓ,
વાઘ વરૂઓ અપાર  ભવમાં૦ ૩

ભોમીઓ ન સાથમા, ન હથીયાર હાથમા,
વાલીડા ! ઠરજે, તુ વહાર  ભવમાં૦ ૪

વૈભવ વિલાસના પડયા મોહ પાશમા,
સમજ્યા ન સાગસાર  ભવમાં૦ ૫

અજ્ઞાની સંગમાં, રહ્યા ઉમંગમાં;
વૃથા ગયો અવતાર. ભવમાં૦ ૬

વચને વિશ્વાસ છે, એક તારી આશ છે;
શિવ પદ પંથ દેખાડ. ભવમાં૦ ૭

( ૯ )

## ઉર્મીઓ

કવાલી.

અંતરની ઉર્મીઓ વાલા ! જીગર જાણે કે તું જાણે,
પીએ પ્રભુ પ્રેમના પ્યાલા, તેહજ તેની મજા માણે.
અંતરની૦

જીગરમાં મેં જડી તારી, પ્રતિમા પ્રેમથી પ્યારા;
થશે ના એ કદિ ન્યારી, ભલે પ્રાણો થતાં ન્યારા.
અંતરની૦ ૧

જીવનનાં તાર બાંધ્યા મે, પ્રભુ ! તારા જીવન સાથે;
ન છૂટે એ જીવન સુધી, લગાડયો નેહડો નાથે.
અંતરની૦ ૨

ચખાડી તેં મઝા સુખની, ક્ષમા, શાંતિ ને સમતાની;
કરૂણાથી સમજ આપી, મોહ મદ માન મમતાની.
અંતરની૦ ૩

માયાનાં બંધનો તુટયાં, પ્રભુ ! પ્રભુતા ઉરે પેખી;
પુદ્ગલની ઋદ્ધી ને સિદ્ધી, વિનાશી નાથજી ! લેખી!
અંતરની૦ ૪

જીવન વિકસિત કરનારી, ગણી પ્રભુ ! તાહરી વાણી,
ભૂલુ જગનાથ ! શી રીતે ? મેં શિવ કરનારી એ જાણી।
અતરની૦ ૫

( ૭ )

# આણા નાવ

નાગરવેલીઓ રોપાવ—એ ચાલ.

જિનવર ! આણુ તારી પ્રમાણુ, ગણીએ ઉરમા પ્રાણુ સમાન,
દઈશુ તન, મન ધનના દાન, વાલા ! ભૂલીશુ નવ ભાન.
જિનવર૦

દયા, દાન, ક્ષમાને મમતા, એ પર થઈ મનમા ભ્રમતા,
ભજીશુ ભાવ ધરી ભગવાન; વાલા ! ભૂલીશુ નવ ભાન
જિનવર૦ ૧

પ્રભુ ! ઉત્કટ પ્રગટી પ્રીતિ, નથી ગમતી લૌકિક રીતી,
નિશદિન કરશુ પ્રભુ ગુણગાન, વાલા ! ભૂલીશુ નવ ભાન
જિનવર૦ ૨

રગ રગમા પ્રભુપદ ભાવે, પ્રભુ ધ્યાને ઉર હરખાવે,
દીઠી ગુણ રત્નોની ખાણુ, વાલા ! ભૂલીશુ નવ ભાન
જિનવર૦ ૩

જિજ્ઞાસા સાચી જાગી, વિવેક બસી વાગી,
થયા દુર્બલ મોહ મદ માન, વાલા ! ભૂલીશુ નવ ભાન
જિનવર૦ ૪

આણા નાવે ભવ તરશું, અમે સફ્લ જીવન કરશું;
શિવ લેવા થઈશું સુજાણ, વાલા ! ભૂલીશું નવ ભાન.
જિનવર૦ ૫

( ૮ )

## વીર જયંતિ

જન્મ મરણ કે સાથી—એ ચાલ.

પ્રભુ વીરનાં વચન વિચારો, શ્રદ્ધાથી શિર પર ધારોરે. પ્રભુ.
માત તાત બાંધવ પર પ્રીતિ, વીરની કદિ ન વિસારોરે. પ્રભુ.
વીર કહે મેં સીસું રેડયું, થયો ઉન્મત અંગારોરે. પ્રભુ.
પડયાં ખીલાં કાને બદલામાં પગલે પગલે સંભારોરે. પ્રભુ.
કર્મ મર્મ સમજી સત્સંગે, કર્મ જાળને પ્રજાળોરે. પ્રભુ,
'બંધ સમય ચેતો નિજ ચિત્તમાં' એ પ્રભુનાં ઉદ્ગારોરે. પ્રભુ.
કડવાં વેણ વદો ન કદાપિ, નિજ સમ પરને નિહાળોરે પ્રભુ.
દિલ દર્પણમાં દેખી વિવેકે, શિવકર જન્મ સુધારોરે. પ્રભુ.

( ૯ )

## આમંત્રણ

રાગ–ભીમ પલાસ ત્રિતાલ
( પનિયારી જરા ધીરી ધીરી ચાલ ) એ ચાલ.

પ્રભુ અંતરમાં (૨) પ્રભુ ! આવો આવો આવો નાથ !
કરગરી કહીએ કરજોડી—પ્રભુ અંતરમાં—
આવો ત્રિશલાજીનાં લાલા ! શીદને કરાવો કાલાવાલા ?
આવો....૧

અહંકાર અજગરથી બચાવો, કરૂણુ સિંધુ કરૂણા લાવો
આવો ૨
ભવ વનમા ભ્રમથી અમે ભૂલ્યા, કુલણુજી થઈ ફોકટ ફૂલ્યા
આવો ૩
વિષય સુખોમા રંગે રાતા, ભ્રાતિથી ઉરમા હરખાતા
આવો ૪
મોહઝાળ ઝટપટ પ્રભુ ! કાપો, શિવકર શાતિ મંત્વર આપો
આવો ૫

(૧૦)

## વાણીની વાંસડી

કાન ડ્યા રમી આવ્યા—એ ચાલ

વાણીની વાંસડી વગાડી રે વીર !
લગની લગાડી—વાણી૦
ગૌતમની ભવ ભીતી ભગાડી, ચંદનબાળા જગાડી રે વીર !
લગની લગાડી—વાણી૦ ૧
સુબોધ બુટ્ટી, શ્રેણિકને સુંઘાડી, સમ્યક સુખડી ચખાડી રે
વીર ! લગની લગાડી—વાણી૦ ૨
વિનયની સુવેલડી ઉગાડી, માનની બાજી બગાડી રે
વીર ! લગની લગાડી—વાણી૦ ૩
ખલકનો તું ખરો ખેલાડી, સુલટી વાટ સુજાડી રે
વીર ! લગની લગાડી—વાણી૦ ૪

બનાવી તેં શિવકર ફુલવાડી, કેઈકને મુક્તિ પમાડી રે
વીર ! લગની લગાડી—વાણી૦ ૫

( ૧૧ )

## હૃદય સાગરમાં ભરતી

નહિ માનું અવરની આણ—એ ચાલ.

ઉછળે ઉર સાગર આજ, અરિહંતને દેખી,
ડોલે અમ જીવન જહાજ, પ્રભુજીને પેખી, ઉછળે.

સ્વપર પ્રકાશક વીર રવી ઉગ્યો, અંતરંગ આકાશે રે;
અવિદ્યા તિમીર રહે શી રીતે ? અરીઓ ન આવે પાસે.
અરિહંત૦ ૧

પૂર્વપુન્યની જ્યોતિ ઝબકી, અશુભ આવરણો નાસે રે;
પ્રભુ કૃપાનો વરસે મેહુલો, સ્ફુર્તિ વિજળી પ્રકાશે.
અરિહંત૦ ૨

ભક્તિ કોયલ ઉત્સાહ પપૈયો, અતિ ઉલ્લાસે નાચે રે;
વેગે વહે છે સ્નેહ સરિતા, દિલડું રંગે રાચે.
અરિહંત૦ ૩

ગુણ પુષ્પોની ખીલી સુવાડી, સુવાસ પ્રસરી મનવનમાં;
**શિવ** પદ સાધન સુલભ દિસે, રહી ન મમતા તનમાં.
અરિહંત૦ ૪

( ૧૨ )

## જગહિતકારી મહાવીર

રાગ ભૈરવી, એમટો

જો પેલો નંદકુમાર—એ ચાલ

જગ હીતકારી નિરખ્યા શ્રી મહાવીર—જગ હિતકારી
કંચન વરણી કોમલ કાયા, સંકટમા ધરે ધીર—જગ૦ ૧
નિષ્કામી પ્રભુ આતમરામી, ધીર વીર ગંભીર—જગ૦ ૨
જગના ભ્રાતા ત્રિભુવન ત્રાતા, સરોજ જેવુ શરીર—જગ૦ ૩
નિ સ્વાર્થી પ્રભુ પર ઉપકારી, દીએ બ્રાહ્મણને ચીર—જગ૦ ૪
શિવકર સ્વામી અંતરયામી, ઉતારે ભવ તીર—જગ૦ ૫

( ૧૩ )

## શ્રી સંઘ સેવાનો સદ્બોધ

સ્નેહીના ગોણુલા—એ દેશી

વીરના સુત સૌ રંગે ઉમંગે, ધર્મના કાર્યો કરીએ રે,
હળી મળી અતી હેત ધરીને, દુખીના દુખડા હરીએ રે. ૧
જૈનધર્મનો ડંકો વગાડી, ભવ સાગરને તરીએ રે ૨
દુર્લભ નરભવ પુન્યે પામી, મોહ મદ માને ન મરીએ રે ૩
સત્ય પથ્ય પ્રિય વચન વદીને, પરને હાંરીને હરીએ રે. ૪.
સ્નેહે સંઘની સેવા કરીને, શિવ સુંદરીને વરીએ રે ૫

( ૧૪ )

## વીરનાં નયનો

સૈંયા તોરી ગોદીમેં—એ ચાલ.

વીરનાં નયનો છે મન હરનારા,
મન હરનારા એ દિલ હરનારા. વીર૦
યૌગિક શક્તિ છે એ નયનોમાં,
મોહનાં સુભટો દેખી ડરનારા. વીર૦ ૧
એ નયનોમાં જાદુ ભરેલું,
સુરનર મુનિવર વશ કરનારા. વીર૦ ૨
ક્ષમા દયા છે એ નયનોમાં,
પાપીને કાજે એ કરૂણાનાં ક્યારા. વીર૦ ૩
એ નયનોમાં કોમલતા છે;
તપ્ત જનોને શાંતિ દેનારા. વીર૦ ૪
એ નયનોમાં નિર્મલતા છે,
શિવકર ભક્તિ ભાવ ભરનારા. વીર૦ ૫

( ૧૫ )

## જ્યોતિ

શ્યામ ઝુલે હિંડોળે—એ ચાલ

જ્ઞાન જ્યોતિ જગાવો શ્રી જૈન સંઘમાં,
જૈન સંઘમાં મહાવીર સંઘમાં; જ્ઞાન.

વીર સુતને વિલોકી પ્રીતે બંધુ કહો,
ક્લેશને કંકાસ પેખી અતી દૂરે રહો,
સાધર્મી બાધવોને કાજે કષ્ટો સહો,
રંગે સેવાના કાર્યો રંગે ઉમંગમા  જ્ઞાન ૧

પ્રભુ વીરનો આદેશ સૌ શીરે ધરો,
સમતા સુધાનુ પાન કરી પૂર્ણ કરો,
વિષયો ને કષાયોથી. દિલમા ડરો,
રહો વીરના સંતાન સૌ સતસંગમા  જ્ઞાન. ૨

ગુણ દ્રષ્ટિથી ગુણો નિહાળી ગુણીને નમો,
સુગુણ ભૂષણ અંગે ધરીને સૌને ગમો,
અક્ષય શિવ સુખમા સર્વદા રમો,
પ્રગટાવોને મસ્તી અંગે અંગમા  જ્ઞાન ૩

(૧૬)

## શ્રી વીરના વિરહમાં ગૌતમનો વિલાપ

ઓધવજી સંદેશો કહેજે શ્યામને

આવો આવો વેગે વ્હાલા વીરજી !
સુણીને સ્વામી ! ગૌતમના પોકાર જો,
વીર વિના ગૌતમ ન રહે આ દેહમા,
નિશ્ચે માનો પ્રીતમ ! પ્રાણાધાર જો  આવો૦ ૧

જગત તજી પ્રભુગુણમા હું ઘેલો થયો,
'વીર વીર' હું જપતો દિવસ ને રાત જો,

અણુ અણુમાં પેખું પ્રતિમા આપની,
રોમરોમ કહે ' આવો આવો તાતજો '. આવો૦ ૨

માત, તાત, બંધુ મેં માન્યા આપને,
સખા, સહોદર, સ્વામી ને ગુરૂરાજ જો;
જાતી કુલનો ત્યાગ કર્યો મેં નાથજી !
ભક્તને કાજે ધારો દિલમાં દાઝ જો. આવો૦ ૩

સ્વપ્ને ન સમર્યા કુટુંબ કે પરિવારને,
તુમ ગુણમાં તલ્લીન થઈ ધર્યું ધ્યાનજો;
પૂર્ણ પ્રેમથી ગણ્યા પ્રભુજી માહરા,
દિલથી દીધાં તન, મન ધનનાં દાનજો. આવો૦ ૪

'સમર્થનો છું શિષ્ય, શી ભીતિ? માહરે,
ઉરમાં એવું બળ રહેતું ત્રણ કાલ જો;
છત્ર વિનાનો નિરાધાર હવે હું થયો.
નાથ ! નિહાળો મારા હાલ હવાલ જો. આવો૦ ૫

'ત્રિલોકનાથે બાંહ્ય ધરી છે માહરી,
પ્રભુ **વીર**નો છે મુજને આધાર જો';
એ સમજણથી રાજા મહારાજા સહુ,
દેખાતા નિર્માલ્ય અને નિરાધાર જો. આવો૦ ૬

છ ખંડનો સ્વામી માનુ મુજને સદા,
મુનિમંડળ પણ મને ગણે **સરદાર** જો;
સુખ દુઃખમાં સમવૃત્તિ રાખી ચિત્તમાં,
પણ આજે અંતરમાં છે અંગાર જો. આવો૦ ૭

જલ વિણુ મીન ને ચકવી જેમ ચકવા વિના,
તરફડે પલ પલ પામે દુ ખ અપાર જો,
તેવી સ્થિતિ આપ વિના મ્હારી થઇ,
સુણજો સ્વામી ! અ તરનાં ઉદ્‌ગાર જો. આવો૦ ૮

મુજથી ભિન્ન ન ગણ્યા કદિ પ્રભુ ! આપને,
**વીર** વિનાનુ જીવન જાણ્યુ અસાર જો,
**વીર**મા સર્વ ને વીર સર્વમા દેખતો,
લાગ્યુ મીઠુ **વીરનામ** મનોહાર જો આવો૦ ૯

**વીર** કહું ત્યા રત્નત્રયી પ્રગટે પ્રભુ !
**વીર** નામમા ક્ષમા દયા દેખાય જો,
**વીર** નામથી ઉરમા શાતિ ઊપજે,
**વીર** ચરણમા મુજને શિવ પેખાયજો આવો૦ ૧૦

( ૧૭ )

## જીવનનું મંત્ર

મૈયા તોરી ગોદીમે—એ ચાલ

ઉમ ગથી શ્રી **સંઘમાં**, શાતિ પ્રસારશુ,
શાતિ પ્રસારશુ, હરશુ ને ઠારશુ—ઉમ ગથી૦ ૧
જગાવી જીગરમા, જ્યોત પ્રભુ પ્રેમની;
કલેશ ને કકાસ શ્રી મ ઘનાં નિવારશુ—ઉમ ગથી૦ ૨

જ્ઞાન ધ્યાન દયા દાન, ગણીશું એ ખાન પાન;
ભાવના ભલાઇનીજ, દિલડામાં ધારશું—ઉમંગથી૦ ૩

મૈત્રી કરૂણા પ્રમોદ ભાવ, શિવ પદ ભક્તિની નાવ,
અપાર ભવ સિંધુ આ, તરશું ને તારશું—ઉમંગથી૦ ૪

( ૧૮ )

## મુક્તિની ચાવી

કુલશી–મેરી ખીલતી જવાની–એ ચાલ.

મુક્તિની ચાવી જિન ભક્તિ મેં જાણી,
મસ્તાની એની નિશાની રે. જિન ભક્તિ૦

મન મંદિરમાં પ્રભુ પધરાવું,
નિજ ગુણનાં નૈવેદ્ય ધરાવું;
જિન આણા પ્રમાણી રે. જિન૦ ૧

ગુણ પુષ્પોની વાડી બનાવું,
પ્રભુ પ્રેમનું પાણી પાવું;
રક્ષક વીરની વાણી રે. જિન૦ ૨

આત્મ જ્ઞાનની જ્યોત જગાવું,
શિવપદમાં ઉરે લગની લગાવું;
શાંતિ ઉરમાં આણી રે. જિન૦ ૩

( ૧૯ )

## માનવતા પ્રગટાવવા પ્રાર્થના

મે રિઝીમે દુલ્હન લાયા રે—એ ચાલ

મન મંદિરમાં આવો રે જિનવરજી !
માનવતા પ્રગટાવો રે મહાવીરજી !

મોહ મદિરા પી મસ્ત બનેલા,
ભાન ભૂલી ભ્રમથી થયા ઘેલા,
વિવેક જ્યોત જગાવો રે જિન૦ ૧

મોહના સુભટો મદમાં માતા,
ભાન ભૂલાવી ઉરે હરખાતા,
શુદ્ધિમાં સત્વર લાવો રે જિન૦ ૨

કુસંગથી સન્માર્ગ ભૂલેલા,
કુવાસના સરિતામાં ડૂબેલા,
સુસંગે લગની લગાવો રે જિન૦ ૩

વિલાસ વૃત્તિ પ્રગટી જગમાં,
પાપ પ્રવૃત્તિ છે પગ પગમાં,
એથી નાથ ! બચાવો રે જિન૦ ૪

વેગે આવો વીરજી વાલા,
પળ પણ અમથી ન થાઓ નિરાળા,
શિવદ સુખીને વાવો રે જિન૦ ૫

( ૨૦ )

# શાંતિ સુધારસ પાવો

( પીલે પીલે પીલે મોરે રાજા—એ ચાલ. )

આવો આવો જિનવર! આવો,
શાંતિ સુધારસ પાવો રે. આવો૦

જગતારકનું બિરૂદ ધરાવો,
દાસને શીદ તરસાવો રે. આવો૦ ૧

અગણિત અધમાધમ ઉદ્ધાર્યા,
મુજને કાં વિસરાવો રે. આવો૦ ૨

ભક્ત વત્સલ ભગવાન કહાવો,
સાર્થક કરો એ દાવો રે. આવો૦ ૩

જગબંધુ! તવ શરણે આવ્યો,
દયા દિલમાં લાવો રે. આવો૦ ૪

ત્રિવિધ તાપથી તપ્ત અંતર છે,
કૃપામૃત વરસાવો રે. આવો૦ ૫

નિજ ગુણના પકવાન બનાવ્યા,
સમ્યક્ સુખડી ચખાવો રે. આવો૦ ૬

શિવકર અરજ ઉરે અવધારો,
જ્યોત જીગરમાં જગાવો રે. આવો૦ ૭

( ૨૧ )

## શાસનદેવીને પ્રાર્થના.

( અબ તેરે સીવા—એ ચાલ

**વીર** શાસનની કરતી સર્વદા તુ રખવાલી,
સુણ માવડી ! તુ અંતરની અરજ અમારી. વીર
જે **સંઘને** શ્રી **વીર** કર જોડીને નમે,
જે **સંઘના** અણુ અણુએ **વીરજી** રમે,
એ **સંઘ** ગણે માડી ! તને પ્રાણથી પ્યારી સુણ ૧
કર નઝર શ્રી **સંઘના** અંગો અંગે,
વિનાશના છે પંથમાં કુસુંગે રંગે,
ઉઘાડ તુ શ્રી **સંઘની** વિવેકની બારી .સુણ ૨
પ્રગટાવ નર કેસરીઓ માડી ! **સંઘમાં**
રણમાં રહે એ મોખરે સદા ઉમંગમાં
નોબતો વગાડે વિજયની ન્યારી ન્યારી સુણ ૩
વગાડે ડંકો નામનો સમગ્ર દેશમાં
જીએ વિનાશ વાસના, મદ્રા ને ક્લેશમાં
પીએ સુધા સુસંપની ઠરે પરને ઠારી. સુણ ૪
ગૂઢ તત્ત્વો તુ વિશ્વના માડી ! દેખાડજે
વિદ્યા, કળા, ઉદ્યોગની સુખડી ચખાડજે
કર શિવદ ઉત્કર્ષ વિપદાઓ વિદારી સુણ ૫

( ૨૨ )

# વીરને પ્રાર્થના

( અબ તેરે શિવા કોન મેરા કૃષ્ણ કનૈયા–એ ચાલને આધારે )

અભિમાન મદ મત્સરથી (અમે) દુઃખી થઇએ,
કહે વીર ! એ ઉરની પીડ કેને કહીએ ?
અભિમાન....

સુખ શાંતિ કાજે **સંઘની** તેં કરી સ્થાપના,
સમજ્યા વિના એ મર્મ (અમે) પડયા પંથે પાપના;
ખાયે વેલડીને વાડ, કયાં જઇને રહીયે ?
કહે વીર....૧

કહેવાયે જે ' ક્ષમા શ્રમણ ' ક્રોધ તે કરે,
વચનો વદે મદથી જરી ન કર્મથી ડરે;
પોથીઓને કરમાં રાખી કહે (અમે) સાધુ છીએ.
કહે વીર....૨

**આનંદ કામદેવ** સમ શ્રાવકો છે કયાં ?,
ભ્રાંતિથી ભમનારા પડે નઝરે જ્યાં ત્યાં;
પશ્ચિમનાં પ્રવાહમાંહે વેગે વહીયે.
કહે વીર....૩

જપનાર નવકારનો તો ભૂખથી મરે,
ધનવાનો નિજ કીર્તિ કાજે મહોત્સવો કરે;
સુણે ન કોઇ કાનથી દોષ કેને દઇએ ?
કહે વીર....૪

જગનાથ ! ' કર્મનો સિદ્ધાત ' મુખમા રહે,
અનીતિ ને અધર્મથી સૌ વિત્તને ચહે,
**શિવકારી** ઉરે શાતિ શીરીતે લહીયે !
કહે વીર. ૫

( ૨૩ )

## બોલો મહાવીર.

બોલો મહાવીર સહુ બોલો મહાવીર,
લ્યો ભક્તિરૂપી નાવડીથી ભવજલ તીર બોલો

**વીર**ની આખડીથી જુઓ જગતને,
સુખી સમજો સહુ **પુનીયા** ભગતને,
વૈભવ નિહાળી નવ થાજો અસ્થિર. લ્યો૦ ૧

**વીર** વચનથી ઉઘડશે દૃષ્ટિ,
દેખાશે આનદમય સૃષ્ટિ,
પળમા ટળશે ઉરની પીડ લ્યો૦ ૨

જાગો ને સાધર્મીઓ જગાડો,
ભારતનો ડંકો જગમા વગાડો,
હિન્દની સેવાથી કરો સફળ શરીર લ્યો૦ ૩

હુનર, કળા ને વિદ્યા વિસ્તારો,
હિમ્મતથી વિપદાઓ વિદારો
હિમાલય સમ થાજો સુધીર લ્યો૦ ૪

કાર્યો કુદરતનાં સેવાથી ભરેલા,
કુરણાનીથી શિવ સુખને વરેલા;
પૂર્ણ પ્રીતિથી ઉપકાર કીધો. સફલ. ૩

( ૨૬ )

## જીવન વિકાસ.

ગરબો-હીંચ

વિદ્યા કળાથી કરીશું, જીવન વિકાશ;
જગમાં પ્રસારીશું, ગુણની સુવાસ. વિદ્યા૦

કાયાની માયા મૂકીશું મનથી,
માંદાની માવજત કરીશું તન ધનથી;
ચાહીશું ચિત્તમાં ગુણીનો સહવાસ. જગમાં૦ ૧

બોલીશું બોલ અમે તોલ કરીને.
હરીશું દિલડાં મીઠાશ ભરીને;
કરીશું સદા સત સંગમાં નિવાસ. જગમાં૦ ૨

ભૂલીશું ભેદો કોમનાં ને ધર્મનાં,
વાંચીશું ગ્રંથો તાત્વિક મર્મનાં;
વિપદાઓ વિલોકી નવ થઇશું નિરાશ. જગમાં૦ ૩

ઉલ્લાસ પામીશું પ્રભુ ગુણ ગાનમાં,
સ્નેહની સુગંધી ભરીશું અમ પ્રાણમાં,
કરીશું શિવકર જ્ઞાનનો પ્રકાશ. જગમાં૦ ૪

( ૭૭ )

## પાર્શ્વમણિ

( જળ કમળ જળ છાંડી બાળા ) એ ચાલ

જીવન મૌક્તિક માનીને, સેવાથી લેખે લગાડશું
કરી દૂર મોહ મદ માન, જ્યોત જીગરમાંહે જગાડશું

જીવન૦ ૧

પ્રેમ રૂપી પાર્શ્વમણિ, મળી ભાગ્યથી સત્સંગથી,
ઘરને જ સ્વર્ગ બનાવીને, હળી મળી રહીશું રંગથી

જીવન૦ ૨

વાણી વદીશું મીઠડી, કટુ વચન કદિ ન ઉચ્ચારશું,
આપશું સન્માન સૌને, ઠગીને અવગુણ ટાળશું

જીવન૦ ૩

ઉદ્યોગ ને વિદ્યા કળામાં, રહીશું રંગે સર્વદા,
આલસ્યને અળગો કરી, ઉદ્યોગમાં રહીશું સદા

જીવન૦ ૪

દેવ ગુરુ ને ધર્મની, સેવા કરીશું પ્રેમથી.
જીવન બાગ બનાવીશું, શિવસુંદરી નેમ ને પ્રેમથી

જીવન૦ ૫

'મારૂં તે સારૂં' એ મનમાં ન રાખો,
'સારૂં તે મારૂં' એ અમૃત ચાખો;
શિવપદ લેવા પહેરો શક્તિરૂપી ચીર. હયે૦ ૫

( ૨૪ )

## પશ્ચિમનાં મોહનો પશ્ચાતાપ

ગરબો-હિંચ

ભૂલીશ ન બ્હેન ! કદિ તારો આભાર,
ઉઘાડયાં મારાં તેં દિલડાનાં દ્વાર ભૂલીશ.
ધર્મઘેલી ગણી તને ચાહતી ન ચિત્તમાં,
મોહ્યું મારૂં મનડું પશ્ચિમની રીતમાં;
વાસના વિકાસમાં હું ગણતી ઉદ્ધાર. ઉઘાડયાં. ૧
લેખન વાંચનમાં હું સાક્ષરતા માનતી,
વ્યાખ્યાનો દેવામાં સેવા હું જાણતી;
કર્તવ્યનાં નવ કરતી વિચાર. ઉઘાડયાં. ૨
શોધતી હતી સુખ વૈભવ વિલાસમાં,
ફેશન નિહાળી હું આવતી ઉલ્લાસમાં,
સમજી શકી નવ સાર કે અસાર. ઉઘાડયાં ૩
લગની ન લાગતી ઉરે પ્રભુ પ્રેમમાં,
ચિત્તડું ન ચોંટતું તપ જપ નેમમાં;
સુખકર માનતી પશ્ચિમનાં આચાર. ઉઘાડયાં. ૪

અંતરમા રાખતી તુ શ્રદ્ધા ભગવાનમા,
દેહ ભાન ભૂલતી તુ પ્રભુ ગુણગાનમા,
તન મન ધનથી તુ કરતી ઉપકાર. ઉઘાડયાં ૫
જીવન વિકાશની તે વાટડી દેખાડી,
ભક્તિ ને સેવાની સુખડી ચખાડી,
પીવરાવ્યુ જ્ઞાનામૃત હિતકાર ઉઘાડયા ૬
દેવ ગુરૂ ધર્મના મેં મર્મ આજ જાણ્યા,
શિવ કરનારા એ અતરમા માન્યા,
સફળ બનાવ્યો બ્હેન ! મ્હારો અવતાર. ઉઘાડયા ૭

( ૨૫ )

## સૃષ્ટિનો સાર

ગરબો-હિંચ

મેં તો સૃષ્ટિનો સાર ઉરે લીધો,
સફલ જીવન કરવા,
મે તો લીધો સુબોધ ઉરે સીધો,
સફલ જીવન કરવા,
ક્ષમાની મૂર્તિ હુ પૃથ્વીને પેખતી,
જીદગી દેનારી દેવી રૂપે દેખતી,
જગ જીવોને આશ્રય દીધો સફલ. ૧
સેવાની ભાવનાથી ચદ્રિકા આવતી,
ઉજ્વલતા એની મારા દિલડામા ભાવતી,
એણે જગનો અધારો પીધો. સફલ ૨

કાર્યો કુદરતનાં સેવાથી ભરેલા,
કુરબાનીથી શિવ સુખને વરેલા;
પૂર્ણ પ્રીતિથી ઉપકાર કીધો. સફલ. ૩

( ૨૬ )

## જીવન વિકાસ.

ગરબો-હીંચ

વિદ્યા કળાથી કરીશું, જીવન વિકાશ;
જગમાં પ્રસારીશું, ગુણની સુવાસ. વિદ્યા૦

કાયાની માયા મૂકીશું મનથી,
માંદાની માવજત કરીશું તન ધનથી;
ચાહીશું ચિત્તમાં ગુણીનો સહવાસ. જગમાં૦ ૧

બોલીશું બોલ અમે તોલ કરીને.
હરીશું દિલડાં મીઠાશ ભરીને;
કરીશું સદા સત સંગમાં નિવાસ. જગમાં૦ ૨

ભૂલીશું ભેદો કોમનાં ને ધર્મનાં,
વાંચીશું ગ્રંથો તાત્વિક મર્મનાં;
વિપદાઓ વિલોકી નવ થઇશું નિરાશ. જગમાં૦ ૩

ઉલ્લાસ પામીશું પ્રભુ ગુણ ગાનમાં,
સ્નેહની સુગંધી ભરીશું અમ પ્રાણમાં,
કરીશું શિવકર જ્ઞાનનો પ્રકાશ. જગમાં૦ ૪

( ૨૭ )

## પાર્શ્વમણિ

( વળી કમળ જળ છાંડી બાળા ) એ ચાલ

જીવન મૌલિક માનીને, સેવાથી લેખે લગાડશું
કરી દૂર મોહ મદ માન, જ્યોત જીગરમાંહે જગાડશું.

જીવન૦ ૧

પ્રેમ રૂપી પાર્શ્વમણિ, મળી ભાગ્યથી સત્સંગથી,
ઘરને જ સ્વર્ગ બનાવીને, હળી મળી રહીશું રંગથી.

જીવન૦ ૨

વાણી વદીશું મીઠડી, કટુ વચન કદિ ન ઉચ્ચારશું,
આપશું સન્માન સૌને, ઠરીને અવરને ઠારશું

જીવન૦ ૩

હુન્નર ને વિદ્યા કળામાં, રહીશું રંગે સર્વદા,
આલસ્યને અળગો કરી, ઉદ્યમમાં રહીશું સદા

જીવન૦ ૪

દેશ રાષ્ટ્ર ને ધર્મની, સેવા કરીશું પ્રેમથી,
જીવન બાગ બનાવીશું, શિવરાણી નેમ ને ક્ષેમથી

જીવન૦ ૫

( ૨૮ )

## સાચા જૈનનાં લક્ષણ

( વૈષ્ણવ જનતો તેને કહીએ ) એ ચાલ

રાગ ઝીંઝોટી. તાલ ત્રિતાલ.

સાચો જૈની તેજ ગણાયે, કર્મ સ્વરૂપ જે જાણે રે;
આવે ઉદય શુભા શુભ જ્યારે, હર્ષ શોક તવ નાણે રે.
સાચો૦ ૧

જીવનમાં જિન વચન ઉતારે, રાગ દ્વેષ ને વૈરી ગણે,
સમ ભાવે ભવસાગર તરતો, ક્ષમા ખડ્ગથી કર્મ હણે.
સાચો૦ ૨

વિષય કષાય ગણે ભવકારણ, દયા દાનમાં પ્રેમ ધરે;
પરનાં સુખમાં નિજ સુખ સમજે, કુવાસના પર વિજય કરે.
સાચો૦ ૩

બોલે સ્યાદ્વાદ શૈલીથી, નય, નિક્ષેપનું જ્ઞાન લહે;
પ્રભુ આજ્ઞાને પ્રીતેં પાળે, નિજ દોષો પર ગુણને કહે.
સાચો૦ ૪

સેવામાં સદ્ ધર્મને સમજી, અર્પે પ્રાણો પર કાજે;
જળ કમળ સમ રહે નિત જગમાં, દૃષ્ટિ રાખી જિનરાજે
સાચો૦ ૫

દેવ, ગુરૂ, સદ્ધર્મ પીછાણે, દ્રવ્યગુણ પર્યાય સમરે;
શિવકર સમકિત દિપ પ્રકાશે, અવિદ્યા રૂપી તિમિર હરે;
સાચો૦ ૬

( ૨૯ )

## નેમજીની સંગે જવાની

ઢાળ—ત્રિતાલ

" હુ તો **નેમજી**ની સગે જવાની "
કહે છે સખિયોને **રાજુલ** રાણી હુ તો
" રહીશ હુ રગે નેમજીની સગે,
અનુસરવાની સદા ઉમગે,
ચરણે ધરીશ યુવાની " હુ તો ૧
' **નેમજી**ની હુ છુ **નેમજી** છે મારા,
કરી શકુ નવ મુજથી ન્યારા,
દિલથી બની દિવાની " હું તો ૨
" રહીશ મોખરે જીવન રણમા
કદિ ન ગખીશ ઉદ્વેગ મનમાં
મસ્ત રહી ફરવાની ". હુ તો ૩
" રોમ રોમમા પ્રગટી પ્રીતિ,
ગમે છે ઉરમા **નેમજી**ની રીતિ,
શિવ અર્થે થઈ શાણી " હુ તો ૪

( ૩૦ )

## ગોખમાં રાજુલ

ગરબો—તાન હીંચ

**નેમજી**ને જોવા ઉભી, ગોખમા **રાજુલ**;
અર્પવાને પ્રીતે, જીવન રૂપી ફુલ નેમજીને

**સખિયો** કહે સ્નેહથી, " ન થા તું અધીર;
કૃષ્ણ સમ **નેમ**નું છે, શ્યામ શરીર." નેમજીને ૧

**રાજુલ** કહે રંગથી, " જુવે ન રંગ પ્રેમ;
દિલના દિવાનાને, જગના ન નેમ." નેમજીને ૨

**સખિયો** કહે હાસ્યમાં, " તું નાનકડી નાર;
શું સમજે સ્નેહ વીણાના, નાજુકડાં તાર." નેમજીને ૩

**રાજુલ** કહે " તમને ન, પ્રેમની પીછાન;
હું **શિવ** અર્થે દેવાની, જીવનનાં દાન." નેમજીને ૪

( ૩૧ )

## ભાગ્યોદય જાગ્યો

ગરબો–તાલ હીંચ

કહે **રાજુલ** " મારો આજ, ભાગ્યોદય જાગ્યો; "
"મને મળ્યો છે **નેમજી**નો સાજ, ભવનો ભય ભાગ્યો."

"**નેમજી**નો સંગ થયો; વાસનાનો રોગ ગયો,
અનંગ ઉભો ન રહ્યો, જીંદગીનો લહાવો લહ્યો;
મેં તો લીધું ભક્તિનું જાજ." ભાગ્યોદય૦ ૧

**નેમજી**ને સોંપ્યો હાથ, ઉરમાં મે ગણ્યા નાથ
એ છે જગત તાત, થયા વિશ્વે વિખ્યાત;
હું કરીશ આત્માનું કાજ." ભાગ્યોદય૦ ૨

" **નેમજી**ની થઇ રહેમ, લહીશ હું વ્રત નેમ;
ઉદ્વેગ રાખું કેમ ?, દેખું કુશલ ક્ષેમ;
કાને સુણ્યો મેં ઉરનો અવાજ." ભાગ્યોદય૦ ૩

"પુન્યે મળ્યો છે સંગ, લાગ્યો દિલડામાં રંગ,
જમાવું જીવન જંગ, કરૂં ન આણુ ભંગ,
હું લેવાની શિવદ સ્વરાજ ,, ભાગ્યોદય૦ ૪

( ૩૨ )

## નર દેહનો લહાવો.

ગરબો-તાલ દીપ

સખિયોની અરજી, સ્વીકારી લે રાજુલ,
લેવાને લહાવો નર દેહનો
નેમજીના પ્રેમમાં, પાગલ બનીને,
ત્યાગ કરેશું ? અમ નેહનો. સખિયો૦

સાખી—

ખંતે ખેલશું હળીમળી, સમય મળ્યો સુખકાર,
સુંદર મનોહર દેહની, કરતી નથી દરકાર—
રે રાજુલ લેવાને૦ ૧

પહેરી ચુંદડી નવરંગી, રમી લે રંગે રાસ,
વેણી ગુંથી ફુલથી, પ્રસરાવજે સર્વત્ર સુવાસ—
રે રાજુલ લેવાને૦ ૨

રમીયા મુગ્ધ થશે સુણી,ઝાંઝરના ઝમકાર,
સુણશે નભમાં દેવ પણ, ઘુઘરીના ઘમકાર—
રે રાજુલ લેવાને૦ ૩

પ્રેમ સાગરે ઝીલજે, કરજે અમીરસ પાન;
શોધી સુંદર રસીક વર, દેજે જીવનનાં દાન—
રે રાજુલ લેવાને૦ ૪

ડુંગરની કંદરાઓમાં, ફરજે રસીયા સંગ;
વનની કુંજ કુંજે ભમી, જમાવજે તું શિવકર રંગ—
રે રાજુલ લેવાને૦ ૫

( ૭૩ )

## નેમ વિના ના ગમે.

હમીર-દાદરો

સખિ મને **નેમ** વિના ના ગમે. સખિ૦
એ યોગી થશે તો હું યોગન થવાની;
મનમાં **નેમ** રમે. સખિ૦ ૧

**નેમ**નો પ્રેમ છે સર્વ પ્રાણી પર,
કરૂણાથી કષ્ટ ખમે. સખિ૦ ૨

**નેમ**નાં ઉરમાં ત્યાગ વૈરાગ્ય છે,
નિરસ અન્ન જમે. સખિ૦ ૩

**નેમ**નાં ગુણ પુષ્પો પર મારૂં,
મન ભ્રમર ભમે. સખિ૦ ૪

કહે **રાજુલ શિવકર નેમજી**ને,
અંગો અંગ નમે. સખિ૦ ૫

( ૩૪ )

## આદર્શ જીવન

વિદ્યા કળા ભકિત ને ભલાઇ
સમતા નમ્રતા ગણુ સુખદાઇ,
હિમ્મત ધીરજ સાહસિકતા,
વણીશ હુ મારા જીવનમા. વિદ્યા
મોહની સગે જગ જમાવુ,
કામ ક્રોધ મદ માન નમાવુ,
મનડાને પ્રભુ પદમા રમાવુ,
વિજય વરીશ જીવન રણુમા વિદ્યા. ૧
થઇશ સૂરજ સમ તમ હરનારો
શશિ સમ શીતલતા દેનારો,
વિશાલતા નભની ધરનારો,
પધરાવીશ પ્રભુને તનમા. વિદ્યા ૨
માત તાતની કરીશ હુ સેવા,
માનીશ મનમા ઈશ્વર જેવા,
રહીશ હુ તત્પર બદલો દેવા,
પ્રવિણુ ગણાવાનો જનમા વિદ્યા ૩
સત્સગત ચાહીશ નિત ચિત્તમા
લુબ્ધ વૃત્તિ નવ રાખીશ વિત્તમા,
આસકિત નવ રાખુ અનિત્યમા,
મગન રહીશ જનમા—વનમા વિદ્યા ૪

નરમાં સિંહ સમાન થવાનો,
સુગુણ કુસુમની સુવાસ દેવાનો;
શિવકર સમતામાં રહેવાનો,
રાખીશ દેશ પ્રેમ મનમાં. વિદ્યા. ૫

( ૩૫ )

## પ્રીતિનો કોલ

સખિ નેમનો મેં પ્રેમરસ પીધો,
કોલ પ્રીતિનો દિલથી મેં દીધો. સખિ.
વિરહની જ્વાલે જળતા જીગરને,
શીતલ દર્શને કીધો. કોલ. ૧
દિપક પ્રગટચો દિલમાં વિવેકનો,
મોહ અંધકાર એથી ખીધો. કોલ. ૨
વિખરાયાં વેગે વાસનાનાં વાદળાં,
વાયો નિષ્કામ વાયુ સીધો. કોલ. ૩
રાજુલ કહે ઉડું છું પ્રેમના વિમાનમાં,
શિવકર પંથ સીધો લીધો. કોલ. ૪

( ૩૬ )

## જગતની રીત

મેં કેથે ગુજારાં—એ ચાલ

મેં રીત જગતની જાણી,
કરે વાતો છાની છાની. મેં.
સારૂં નરસું નવ તોલે,
પડી ટેવ દોષ જોવાની. કરે. ૧

કોઇ દાન કરે તો કહે છે,
"કીર્તિ ભૂખ્યો અભિમાની" કરે. ૨
દમડી નવ ખર્ચે તો બોલે,
"છે કંજુસ પામર પ્રાણી" કરે ૩
જો પ્રભુ પૂજે તો કહે છે,
"છે કિરીયા જડ અજ્ઞાની" કરે ૪
કરે જ્ઞાન કથા તો બોલે,
"એ તો છે વાચા જ્ઞાની" કરે ૫
જો ધ્યાન ધરે તો કહે છે,
"છે બગલા જેવો ધ્યાની" કરે ૬
કરે સુવાગ્ણા તો બોલે,
"છે ઉન્નમત્ત મહા તોફાની" કરે ૭
શિવ અર્થી જુવે ન જગને,
ગણે હિતકર વીરની વાણી. કરે ૮

( ૩૭ )

## ભજીલો શ્રી ભગવાન

( રાના હૈ બેકાર-પગલી-એ ચાન )

ભજીલો શ્રી ભગવાન ભવિયો, ભજીલો શ્રી ભગવાન
પ્રબળ અરિદળનુ બળ હરવા, અપાર આ ભવસાગર તરવા,
પ્રેમની જ્યોત જીગરમા જગાવી, કરી તનમન કુરબાન —
ભવિયો૦ ૧

ભાગ્યે ભેટ્યા ત્રિભુવન ત્રાતા, દિવ્ય જીવનના છે પ્રભુ દાતા;
ઉરમાં પ્રેમ ધરી પધરાવી, કરો મળીને ગુણગાન.—
ભવિયો૦ ૨

ત્રિવિધ તાપનાં દુઃખ દૂરકરવા, સુખકર શિવ સુંદરીનેવરવા;
રગરગમાં પ્રીતિ પ્રગટાવી, કરો જિનવરનું ધ્યાન—
ભવિયો૦ ૩

( ૩૮ )

## જિન ગુણગાન

બાલમ મત બોલ–કોઇ સુન લેગા–એ ચાલ.

કરૂં જિન ગુણગાન તન ભાન ભૂલી,
ભાન ભૂલી દિલડામાં ડૂલી—કરૂં૦

શ્રદ્ધાને ભક્તિથી પ્રભુને, અંતરમાં પધરાવું;
સમર્પી સર્વસ્વ પ્રભુ ચરણે, ઉમંગથી હરખાવું—કરૂં૦ ૧

સ્વાર્થી સંસારી જનોના, ગર્વે ગુણ નિત ગાયા;
નિઃસ્વાર્થી જિનવરનાં ધ્યાને, મસ્તરહે તે ડાહ્યા.—કરૂં૦ ૨

ઈંદ્ર ચંદ્ર નાગેંદ્ર પ્રભુનાં, દરશન કરવા ધાવે;
નૃત્ય કરે જિનવરની આગે, પ્રેમાશ્રુ વરસાવે—કરૂં૦ ૩

ત્રિભુવન સ્વામી ભાગ્યે ભેટ્યા, ભક્તિ રંગ જમાવું;
શિવપદ અર્થે પ્રભુને પૂજી, જીવન લેખે લગાવું—કરૂં૦ ૪

( ૩૯ )

## નાવિકપર શ્રદ્ધા

( હા કર્જન મા ના કરજન—એ રાગ. )

નાવિક ! તુજ પર શ્રદ્ધા ધરશુ,
આણુ નાવે ભવજલ તરશુ નાવિક૦

તારક તુજને મનમાં માન્યા,
સગા મણધી તનેજ જાણ્યા,
ભક્તિ અમૃત પી ઠરશુ—આણુ૦ ૧

ગુણ સમરણ ઉરમા પ્રિય લાગે,
પલ પલ મનડુ એહજ માગે,
ગૃહી ટેકથી નવ ટરશુ—આણુ૦ ૨

ખાનપાનમા સુખ નવ ગણીએ,
ત્યાગ ભાવની મેડી ચણીએ,
અતરમા ભક્તિ ભરશું—આણુ૦ ૩

તનની મમતામા દુખ દીઠુ,
મમતામા સુખ દીઠુ મીઠુ
જગ નિંદાથી નવ ડરશુ—આણુ૦ ૪

તન મન ધન તવ ચરણે ધરીએ,
નિર્ભય થઇને જગમા ફરીએ,
શિવ સુદરી સહેજે વરશુ—આણુ૦ ૫

( ૪૦ )

## ભક્તિથી સૌ ફુલો

( ઝુલે કે સંગ ઝુલો—એ ચાલ. )

ભક્તિથી સૌ ફુલો, ફુલાવો અંગો અંગ;
જગનાથને નિહાળી, ભૂલો જગનાં પ્રસંગ. ભક્તિથી૦

મોહ અરિની સંગે, જમાવો ને જંગ;
એના સુભટોના સંગમાં, રહેજો અસંગ.
પ્રભુ આણા પાલનમાં, આણો ઉમંગ. ભક્તિથી૦ ૧

ભવ વનમાં ભ્રમણ કરાવે કુસંગ,
જીવન પથમાં બને સહાયક સુસંગ;
શિવ અર્થે જમાવો ભક્તિનો સુરંગ. ભક્તિથી૦ ૨

( ૪૧ )

## શ્રી વીરની સ્તુતિ

( અબ તેરે સીવા—એ ચાલ )

કલિકાલ આવ્યો અવનીમાં, સંતાપ વિસ્તરવા,
પ્રભુ વીર ! તેં અવતાર લીધો,
જગત ઉદ્ધરવા. કલિકાલ૦

ચારે દિશાએ આગની, જવાલાઓ ઝબકતી,
ચિંતાની ચિનગારીઓ, ચિતડામાં ચમકતી;
સંતોષ અને શાંતિની સુધા દીધી ઠરવા. પ્રભુ૦ ૧

માનવી તો માનવીને, ખાવાને ધસતો,
સેતાન બની ભાન ભૂલી, ભ્રાંતિથી હસતો,
વિવેકની તે જ્યોતિ આપી કર્તવ્ય સમજવા પ્રભુ૦ ૨

મોહ મદિરા પી ભુલ્યો, ભાઇ ભાઇને,
વિસારી દીધી સ્વાર્થથી, સાચી સગાઇને,
આણુની આપી નાવ તેં ભવસિંધુને તરવા. પ્રભુ૦ ૩

અભિમાનથી ભુલ્યા ગુરૂઓ, ધર્મ મર્મને,
ઝગડા કરાવી ધર્મમા, કરે અધર્મને,
સમતાનો દર્શાવ્યો પથ શિવ વધુ વરવા પ્રભુ૦ ૪

( ૪૨ )

## પરિષદના અગ્રેસરોને અરજ

( જગલમા મારી ઝુપડી—એ ચાલ )

જૈન કોમનો ઉત્કર્ષ કરવાને કાજ,
સોનેરી તક આ સાપડી,
શ્રી સઘની જગમા વધારવાને લાજ, સોનેરી૦

સાખી—

પરિષદના અગ્રેસરો, દાસની સુણો અરદાસ,
મતાગ્રહ નવ રાખજો, એથી થાશે વિનાશ,
સુસપ સુધારસ પીઓને આજ, સો૦
પ્રીતે પહેરોને શિરપર શ્રદ્ધાનો તાજ સો૦ ૧

સાખી—

હિન્દને દુઃખમાં દેખીને, કરજો સ્નેહે સેવ,
સુખ દેનારો અવરને; સુખી બને સ્વયમેવ.

તન મન ધનથી કરજો સુકાજ, સો૦
કરો સાર્થક નર ભવ લઈને સ્વરાજ. સો૦ ૨

સાખી—

વીર ઉપર દૃષ્ટિ કરો, છે એ સૌના તાત,
અંતરથી નિર્મળ થઈ, હળી મળી કરો વાત;

અહંકાર કરી નવ કરજો અકાજ. સો૦
દેખાડો પરસ્પર દિલડાની દાઝ. સો૦ ૩

સાખી—

પગલે ચાલો વીરને શ્રદ્ધા, રાખી ચિત
ઠરો ને ઠારો અવરને, લ્યો સજ્જનની રીત;

બનાવો સુખી ઝટ જૈન સમાજ. સો૦
શિવ લેવાને લેજો પ્રભુ ભક્તિની જાજ. સો૦ ૪

( ૪૩ )

## વીરમાં લગની.

(વંદના વંદનાની ચાલ)

લાગી લગની શ્રી વીર જીનવર માંરે,
જ્યોત આત્માની જાગી જીગરમાં—લાગી

કુસંગમા નિજ ભાન હુ ભૂલ્યો,
ધનના મદમા ફોકટ ફુલ્યો,
(હવે) આવ્યો છુ નિજ ઘરમાંરે—જ્યોત ૧

વિષય વાસના લાગી મીઠી,
ભ્રમથી એમા શાતિ દીઠી,
(હુ) રાચુ હવે નવ જડમાંરે—જ્યોત ૨

ધર્મ ધ્યાન વિણ શાંતિ ન મળે,
એ વિણ ઉરના તાપો ન ટળે,
(એક) પળ પણ ન રહુ ફીકરમારે—જ્યોત ૩

વીતરાગ પદ ચાહુ ચિત્તમા,
ચોટે ન ચિત્તડુ ચચલ વિત્તમા,
(છે) શિવની ચાવી કરમારે—જ્યોત ૪

( ૪૪ )

## અગ્રેસરોને અરજ

( ભેર ભેર નહિ આવે અવસર એ ચાલ )

ત્રીશલા સુતના ગુણ સહુ ગાવો,
જીવનનો લ્યો લહાવો,
'સઘ' ની સેવા કરો સર્વદા,
સમય ન મળશે આવો—ત્રીશલા
જીતનાર જીનવરના સુત છો,
કરો 'જૈન' નો દાવો,
વીરના સુત સહુ બાધવ જાણો,
નિરખીને હરખાવો—ત્રીશલા ૧

મનનો રોગ **મતાગ્રહ** માનો
સંઘને એથી બચાવો;
ગુણદ્રષ્ટિથી ગુણી થવાશે,
સહુને એ સમજાવો—ત્રીશલા. ૨

ભીરૂતાથી દૂરે ભાગો,
સિંહ સમ 'બાલ' બનાવો;
કદર કરો 'મહીલા' ની મનમાં,
દેવી રૂપે અપનાવો—ત્રીશલા. ૩

'વધો વધો' એમ નવજુગ બોલે,
બહાદુરો સૌ થાવો,
ભાઇ ભાઈ સૌ ભેટો ભાવે,
**શિવકર** ચિત્તમાં ચહાવો—ત્રીશલા. ૪

( ૪૫ )

## વીર નામનું રટન.

**વીર** નામની નાવથી, ભવસિંધુ તરવા ચાહીયે;
રોમ રોમે પ્રેમ ધરીને, વીરનાં ગુણ ગાઇયે. ૧
વીતરાગ શ્રી **વીર**નાં, દર્શન કરી હરખાઇયે;
**વીર**જીનાં, શુભ ગુણોની સ્નેહે સુખડી ખાઈયે. ૨
**વીર**નાં અરિઓને ઉરમાં, અરિઓ ગણીએ સર્વદા;
રોષથી **વીર** ભક્તોનું અપમાન નવ કરીએ કદા. ૩
વીરનાં શ્રી **સંઘ**નો, આદર કરીશું ઉમંગથી;
શ્રી **વીર** ભક્તોની સદા, સેવા કરીશું રંગથી. ૪

ધીર વીર મહાવીરમા, ઉગ્માહે લગની લગાવશુ,
વીરજીના વિગ્હની, જ્વાલા જીગરમા જગાવશુ ૫
વીર નામના રટનમા, નિશદિન રહીશુ સ્નેહથી,
વીરની આશાતના, નવ કરશુ કદિ આ દેહથી ૬
ખાન પાન આરામમા, નવ ભૂલીશું કદિ વીરને,
શિવકાજે સહીશુ મ કટો, સુખકારી ગણુશું પીડને ૭

( ૪૬ )

શ્રી રામચંદ મુળચંદ વખારીયા
જૈન વિદ્યાભુવન, ( બારસી )

## ઉદ્દઘાટન પ્રસંગનું સત્કાર ગીત

( અબ તેરે મીવા કૌન મેરે કૃષ્ણ કનૈયા )

મોઘેરા મહેમાન કરો ઉરમા સ્વિકાર
આજ "બારસીનો સઘ" કરે સ્નેહે સત્કાર–મોઘેરા૦
અતિથીને ગણીએ અમે અતરમા દેવ
પ્રાણ પાથરીને કરીએ પૂર્ણ પ્રીતિથી સેવ,
આગણે આવીને કર્યો આપે મહદ્ ઉપકાર—આજ૦ ૧
ગામડાના નિજ બાધવોની કરવા સભાળ,
કષ્ટ વેઠીને આવી કર્યા અમને નિહાલ,
સાથે બેશીને કરશુ કર્તવ્યના વિચાર—આજ૦ ૨
ધન્ય ઘડી ધન્ય પળ આવી ભાગ્યેથી આજ,
પુણ્યશાળી પધાર્યા પ્રીતે આપવાને સાજ,
ભેદભાવ ટગી દૂર ખોલો દિલડાના દ્વાર—આજ૦ ૩

અલ્પ પુન્ય છે અમારા સાધનોની છે ખોટ,
લાગણીથી ચણીએ ચિતડામાં કલ્પનાના કોટ;
નયનોમાં નિહાળો અમ અંતરનો પ્યાર—આજ૦ ૪

બાંધવો ગણીને રાખો સદા નજર પ્રેમની,
કરજો વિદ્યાભવનપર વૃષ્ટિ રહેમની;
**શિવ** અર્થી ભાવી સંતતી સ્મરશે આભાર—આજ૦ ૫

( ૪૭ )

## અરૂણાનું પારણું

ધીરે ધીરે હાંરે બાદલ ધીરેરે-એ ચાલ.

આવો આવો હાંરે દેવો! આવો,
હાંરે દેવીઓ! આવો આવો રે;
અરૂણા પોઢી છે પારણીએ,
ત્રિવિધ તાપ હરવા-આવો.

ગુલામીની ઝંઝીર તોડવા,
(એ) આવી નર તનમાં;
સુસંગમાં સંસ્કારો ભરશે,
(એ) નિર્મલ સુમનમાં;
લેશે નાવડી પ્રભુ પ્રેમની
(એ) દુસ્તર ભવજલ તરવા. અ૦ ૧

કેળવશે તન મનને યત્ને,
(એ) ઝુકાવવા જંગે;
હિમ્મત ને ધીરજને ધરશે,

(એ) રહેશે નિત રંગે,
મમતા રસ પીશે પ્રેમથી,
અંતર માહે ઠરવા. અ૦ ૨

જ્ઞાન દિપક પ્રગટાવી દિલમાં,
(એ) અવિદ્યા તિમીર હરશે,
મા **મીરાંની** બની લાડીલી,
(એ) કર્ત્તવ્ય કરશે;
રહેશે જાગ્રત ઉરમા સદા,
વિજયો જગે વરવા અ૦ ૩

વિપદાઓના વાદલ નિરખી,
(એ) દિલમા નવ ડરશે,
વિદ્યા કલામા રક્ત થવાની,
(એ) ટેકથી નવ ટરશે;
ધરશે ઉરમા ભલી ભાવના,
શિવકર કૃત્યો કરવા અ૦ ૪

( ૪૮ )

## વિવેકની અઝબ અસર

કવાલી

પ્રભુ! ઉપકારો હુ તારા, સ્મરૂ છુ રાત દિન મનમા,
ઉઘાડી આંખને મારી, દેખાડી ક્ષણીકતા તનમા,
પ્રભુ૦

સબંધો દેહડીના તો, વિનાશી નાથજી ! લાગે;
અવિનાશી સબંધોની, ઝીગરમાં ઘંટડી વાગે.
પ્રભુ૦ ૧

ઝાકળ જેવી ક્ષણીક દિસે, વિલાસી વાસના તનની;
બને ના તૃપ્તિ મનડાની, વિલોકી થેલીઓ ધનની.
પ્રભુ૦ ૨

જીવન પથમાં પ્રભુ ! દિઠા, ભયંકર ડુંગરો દુઃખનાં;
કદિના ડોલ્યો દિલડામાં, નિહાળી સાધનો સુખનાં;
પ્રભુ૦ ૩

કૃપાસિંધુની કરૂણાથી, ગુણોની સુખડી ચાખી;
અંતરની આંખથી જોતાં, ફીકી લાગી આલમ આખી.
પ્રભુ૦ ૪

કર્યો તેં વાસ રગ રગમાં, ન ભૂલું જીંદગી ભરમાં;
નિકટ લાગે **શિવદ** સિદ્ધિ, વિવેકની દોર છે કરમાં.
પ્રભુ૦ ૫

( ૪૯ )

## પ્રભુ પ્રાર્થના

સ્વરાજ સ્વારી આવે છે—એ ચાલ.

અમે લહીશું નરભવનો લહાવો,
પ્રભુ ! અરજ સુણી ઉરમાં આવો. અમે.
નિજપદ સમજાયું સતસંગે,
મસ્તી પ્રગટી અંગો અંગે;

સુખ કે દુઃખમા રહીશુ રગે,
પ્રભુ અરજ સુણી ઉરમા આવો. અમે ૧
જિન ગુણમા લગની લાગી છે,
વૈરાગ્ય ભાવના જાગી છે,
લોકોની ભીતિ ભાગી છે,
પ્રભુ ! અરજ સુણી ઉરમા આવો અમે ૨
દિલમા ન વિલાસ વૃત્તિ ધરશુ,
ભલી ભાવના અતરમા ભરશુ,
પરની નિંદા કદિ નવ કરશુ,
પ્રભુ ! અરજ સુણી ઉરમા આવો અમે ૩
જગનાથ ! ઝીગરમા ઝટ આવો,
સમતા રસના પ્યાલા પાવો,
જગ હીત કરનારા ખી વાવો,
પ્રભુ ! અરજ સુણી ઉરમા આવો. અમે ૪
અમ જીવનમા જિનવર ! વ્યાપો,
કરી કરૂણા દિવ્ય જીવન આપો,
શિવ અર્થે કર્મ ઝાલ કાપો,
પ્રભુ ! અરજ સુણી ઉરમા આવો. અમે ૫

( ૫૦ )

## ભક્તિના રંગમાં

કિમન કનૈયા હમે ક્યો ભૂલ ગયે—એ ચાલ

પ્રભુ ભક્તિના રંગમા, તન ભાન સર્વે ભૂલી ગયા,
કુસગે મોહ મદિરા પીને, મસ્ત થયા સૌ મનમા,

વૃથા ગયું જીવન વિષયોમાં, સમજાયું સત્સંગમાં,
નિજ રંગમાં સૌ ફુલી રહ્યા. પ્રભુ૦ ૧
કર્મ જન્ય ભેદો સૌ ભૂલ્યા, ભૂલ્યા મારૂં તારૂં;
અભેદ રંગે રંગાયા સૌ, ઝુકાવ્યું જીવન જંગમાં;
ઉમંગમાં સૌ ઝુલી રહ્યા. પ્રભુ૦ ૨
માયા મમતામાં દુઃખ દીઠું, લાગી સમતા મીઠી,
દીઠી શિવમાં સંપત સારી, પ્રગટી ભક્તિ અંગમાં;
રણ રંગમાં સૌ ફુલી રહ્યા. પ્રભુ૦ ૩

( ૫૧ )

## સમ્યક્ દર્શન

સ્નેહ ધામ સૂના રે—એ ચાલ,

પીધું પીયુષ પ્રભુ પ્રેમનું, પૃથ્વી પ્રભુમય પેખાય રે;
ધન્ય ઘડી આવી જીવનમાં,
સુરજ ચાંદો ને તારલા સહુ ભવ્ય ને દિવ્ય દેખાય રે.
—ધન્ય૦ ૧
વિલોકી વિલસતી ચેતના ને, દીઠો શુદ્ધ સ્વભાવ રે
—ધન્ય૦
ઉછળે સાગર સ્નેહનો ને, ડોલે જીવન નાવ રે
—ધન્ય૦ ૨
ઉગ્યો રવી નિજ જ્ઞાનનો, થયો અવિદ્યા તિમીરનો
નાશ રે—ધન્ય૦
ત્રુટી દિવાલો દ્વૈતની ને, ત્રુટયો આશા પાશ રે
—ધન્ય૦ ૩

આવી વસંત પ્રભુ પ્રેમની, સજે સખિ સુંદર શણગાર રે
—ધન્ય૦
તરુલતા ડોલે તાનમાં, કંઈ કોયલ મધુર ટહુકાર રે
—ધન્ય૦ ૪
પ્રભુ કૃપાનો મેહુલો તો, વરસે બહુ દિશી-માય રે
—ધન્ય૦
સરિતા કૂપ સરોવરોના, નીરે નેહ જણાય રે
—ધન્ય૦ ૫
વૈર વિરોધો શમી ગયા, શાંતિનું છે સામ્રાજ્ય રે
—ધન્ય૦
ભક્તિ સુધારસ પાનથી, થઈ સાચી સ્થિરતા આજ રે
—ધન્ય૦ ૬
ઝળકી જ્યોતિ વિવેકની, પડયા મદ માન મદ કામ રે
—ધન્ય૦
સમર્થ સદ્દગુરુ સહાયથી, દિઠું સહેજે શિવકરધામ રે
—ધન્ય૦ ૭

( ૫૨ )

## નિર્ણય

મેંલીરે ગોકુલ મટકી રે—એ ચાલ

ઉરમાં **વીર** પધરાવશું રે,
મળ્યો પુન્યે પ્રસંગ,
વૈરાગ્ય રંગે રંગાઈ શું,
અતિ આણી ઉમંગ રે   ઉરમાં૦

માત, તાત, ભ્રાત, સુત, નાર તોરે,
દેહ સંગી ગણાય;
સંબંધ સહુના નિવારશું,
એથી આતમા હણાય રે. ઉરમાં૦ ૧
દેવ, ગુરૂ, ધર્મ, સત્સંગ તોરે,
ગમે અંતરની માંય;
એ વિણ પાર કેમ પામીએ ?
જગ ખાવાને ધાય રે. ઉરમાં૦ ૨
રાગ, રોષ માન મદ મુકીશું રે,
એથી ભાનતો ભૂલાય;
ઝેર જેવા મનમાં એ માનશું,
લહી સદ્ગુરૂ સહાય રે. ઉરમાં૦ ૩
ખાશું, પીશું, પહેરશું રે,
રહી મનમાં ઉદાસ;
વિવેક જ્યોતિ જગાવશું,
તોડીશું મોહ પાશ રે. ઉરમાં૦ ૪
કડવાં વચન નવ બોલશું રે,
એથી દિલડાં દુભાય;
મધુર વચન નિત બોલશું,
સુણતાં સુખ થાય રે. ઉરમાં૦ ૫
જડ ચેતન ગુણ જાણશું રે,
કરી સદ્ગુરૂ શોધ,
સમ્યક્ દિપક પ્રગટાવશું,
લહી શિવકર બોધ રે. ઉરમાં૦ ૬

( ૫૩ )

## મીઠી વાણી

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો ) એ ચાલ

વિવેકી વીરા ! વચન ઉચ્ચારજે વિચારી,
પ્રિયકર ને હિતકારી રે—વિવેકી
હીરા, માણેક, મોતી માને, અણસમજુ સુખકારી,
સત્ય, પથ્થને પ્રિય વચનને,
ગણે ગુણી ગુણકારી રે—વિવેકી ૧
વસ્ત્રાભુષણમા ખરી શોભા, માને મૂરખ નરનારી,
વાણીની સુદરતા સમજે,
મતો જગત ઉપકારી રે—વિવેકી ૨
તપ જપ-સયમને શોભાવે, મધુર વચન મનોહારી,
પ્રબલ પુન્યનો નાશ કરાવે,
કટુ વચનો અવિચારી રે—વિવેકી ૩
તોછડાઇને ગર્વ ભરેલી, વાણી ગણાણી નઠારી,
વિનય, વિવેક, મીઠાશ છે જેમા,
એ છે શિવ કરનારી રે—વિવેકી ૪

( ૫૪ )

## પ્રભુ એજ આધાર

( ના ર પ્રભુ નહિ માનુ ) એ દેશી

ગણુ તુજને પ્રભુ આધાર, નિત્ય હ્રદયમારે,
હવે ઠરે ન જગપર પ્યાર, હદિ હ્રદયમારે,

આશા તૃષ્ણા અળગી કરવા, મમતા માયાને પરિહરવા;
શક્તિ એવી સત્વર પ્રભુ પ્રગટાવોરે—નાથ૦ ૪

પુદ્ગલભાવ ગમે ન ચિત્તમાં, લુબ્ધવૃત્તિ ન થાયે વિત્તમાં
એવી સ્થિતિમાં સુદૃઢ પ્રીતિ જમાવોરે—નાથ૦ ૫

તુમ ગુણ વિણ શાંતિ નવ થાયે, વિકારવૃત્તિ દૂર જ જાયે;
એવી દશામાં સત્વર અમને લાવોરે—નાથ૦ ૬

ભક્તિ સુધારસ પાને પ્રીતિ, મોહજાલમાં લાગે ભીતિ;
એવી શિવકર ભાવનામાં રમાવોરે—નાથ૦ ૭

( ૫૭ )

## વિશ્વવ્યાપક પ્રેમભાવ

રાગ પીલુ તાલ લાવણી.

( દાસ પરે દયા લાવો રે ) એ દેશી.

પ્રભુ ભકિત નિત્ય કરીએરે,
ભાવ ધરીને પ્રભુ ભકિત નિત્ય કરીએ.

નાત જાતનાં ભેદ તજીને, ગુણમૂર્તિ જગનાથ ભજીને;
ભકિત નાવે બેસી ભવજળ તરીયેરે. ભા૦ ૧

હોય ભલે કો આર્યસમાજી. ભલે હોય કો બ્રહ્મસમાજી;
ભાવે ભેટી પ્રભુ ગુણ ગાઇ ઠરીયેરે. ભા૦ ૨

બુદ્ધ દેવને ભલે કો માને, પ્રભુરૂપે કો ઇશુ જાણે;
ભિન્ન નામથી શાને મનમાં ડરીયેરે. ભા૦ ૩

રામ કાનમા ધરે કો પ્રીતિ, શિવ નામે શી ધરવી ભીતિ?
રામ કાનને શિવમા પ્રભુગુણ સમરીયેરે ભા૦ ૪

જળ વોટરને વારી પાણી, એકજ વસ્તુ માને નાણી,
નામભેદે કલેશ કરી શિદ મરીયેરે ભા૦ ૫

ગુણદૃષ્ટિથી સદ્ગુણ લઇએ, આત્માર્થીને સુબોધ દઇએ,
ભ્રમરપરે નિત્ય ગુણ લેવાને ફરીયેરે ભા૦ ૬

રોષ ધરીને ભલે કો નિંદે, પ્રેમ ધરીને ભલે કો વંદે,
નિંદક વંદકમા સમવૃત્તિ ધરીયેરે ભા૦ ૭

મહત્ પુરૂષને પગલે ચાલી, ભાવે ગુરૂની આજ્ઞા પાલી,
શિવ સુંદરીને ઝટપટ પ્રીતે વરીયેરે ભા૦ ૮

( ૫૮ )

## ભક્તિમાર્ગનો કંટક

( રાગ મારૂ તાન લાગી )

માયા ડાકણ દૂરે ભાગી,
જિન ગુણમા લય લાગી માયા૦

સંત સમાગમ કરીને હું તો,
થયો ખરો વૈરાગીરે,
ભવ વૃદ્ધિની કારણ માયા,
સમજી મનથી ત્યાગી માયા૦ ૧

અનંત કાલથી સાથે રહીને,
દુઃખ આપે છે નાગીરે,

દુર્લભ નરભવ પ્રાપ્ત થયો પણ, ન તજી મોહ જંજાલરે,
શીલ, સત્ય, સંતોષનીરે, ધરી ન કંઠે માલ. નિ. ૧
પ્રભુ પધારો અંતરેરે, હવે કરો નહિ વારરે;
યુગસમ સમય ગણું હવેરે, કરો ન ઢીલ લગાર. નિ. ૨
જગદીશ્વર જિનરાજજીરે, તીર્થંકર પ્રભુ વીરરે;
દર્શન કારણ દાસનારે, નેત્રે વહે છે નીર. નિ. ૩
કામ, ક્રોધ, મોહ, મત્સર ભરીયો, દુર્ગુણનો નહિ પારરે;
શિવપદ દાયક નાથજીરે, તુંહીજ તારણહાર. નિ. ૪

( ૫૫ )

## મનને ભક્તિનો ઉત્સાહ

( ચાદર કીણી રામ કીણી ) એ દેશી.

મનડું ચાહે ભક્તિ કરવા,
ભવસાગરથી તરવા. મનડું૦
સંત સમાગમ કરૂં સદા હું,
સુખથી જગમાં ઠરવા રે;
તુમ આણા મસ્તક પર ધારૂં,
ગુણ ગણ અંતર ભરવા. મનડું૦ ૧
દુર્જન લોકની વાણી મુજને,
સહાય કરે છે તરવા રે.
જાગ્રત કરવા યત્ન કરે તે,
પલ પલ તુમ ગુણ સ્મરવા. મનડું૦ ૨

કાળ અનંતે નજરે દીઠા,
ચિત્તડું તલપે ધરવા રે,
ગ્રાચન વૃદ્ધિ કરવા લાગ્યુ,
તત્પર છુ હું મળવા, મનડુ૦ ૩

દુર્ધર દુઃખકર મોહ ગજને,
સહાય કરો પ્રભુ હરવા રે,
ઉત્તમ સુખકર શિવ સુંદરીને,
ઈચ્છા છે મુજ વરવા મનડુ૦ ૪

( ૫૯ )

## પ્રભુની પધરામણી

રાગ જંગલુ તાલ વાલણી

( રામ પર દયા લાવીને ) એ દેશી

ઘટ મંદિરમા આવોરે, નાથ કૃપાળુ,
ઘટ મંદિરમા આવો ઘટ

મિથ્યા વ્યવહાર ત્યાગે, મલીન વાસના ભાગે,
એવી વૃત્તિ અંતરમા ઉપજાવોરે—નાથ૦ ૧
શુદ્ધ દૃષ્ટિ ઝટ જેથી પ્રગટે, દોષદૃષ્ટિની ટેવ વિઘટે,
મનોભૂમિના એવા બીજ વાવોરે—નાથ૦ ૨
ક્યાંયે મત્સર નિકટ ન આવે, પ્રમોદભાવ અંતરમા લાવે,
એવી સ્થિતિમા અમને જતાવોરે—નાથ૦ ૩

આશા તૃષ્ણા અળગી કરવા, મમતા માયાને પરિહરવા;
શક્તિ એવી સત્વર પ્રભુ પ્રગટાવોરે–નાથ૦ ૪

પુદ્ગલભાવ ગમે ન ચિત્તમાં, લુબ્ધવૃત્તિ ન થાયે વિત્તમાં
એવી સ્થિતિમાં સુદૃઢ પ્રીતિ જમાવોરે–નાથ૦ ૫

તુમ ગુણ વિણ શાંતિ નવ થાયે, વિકારવૃત્તિ દૂરજ જાયે;
એવી દશામાં સત્વર અમને લાવોરે–નાથ૦ ૬

ભક્તિ સુધારસ પાને પ્રીતિ, મોહજાલમાં લાગે ભીતિ;
એવી શિવકર ભાવનામાં રમાવોરે–નાથ૦ ૭

( ૫૭ )

## વિશ્વવ્યાપક પ્રેમભાવ

રાગ પીલુ તાલ લાવણી.

( દાસ પરે દયા લાવો રે ) એ દેશી.

પ્રભુ ભકિત નિત્ય કરીએરે,
ભાવ ધરીને પ્રભુ ભકિત નિત્ય કરીએ.

નાત જાતનાં ભેદ તજીને, ગુણમૂર્તિ જગનાથ ભજીને;
ભકિત નાવે બેસી ભવજળ તરીયેરે. ભા૦ ૧

હોય ભલે કો આર્યસમાજી. ભલે હોય કો બ્રહ્મસમાજી;
ભાવે ભેટી પ્રભુ ગુણ ગાઇ ઠરીયેરે. ભા૦ ૨

બુદ્ધ દેવને ભલે કો માને, પ્રભુરૂપે કો ઇશુ જાણે;
ભિન્ન નામથી શાને મનમાં ડરીયેરે. ભા૦ ૩

ગમ ઠાનમા ધરે કો પ્રીતિ, શિવ નામે શી ધરવી ભીતિ?
ગમ ઠાનને શિવમા પ્રભુગુણ સ્મરીયેરે ભા૦ ૪

જળ ઘોટક ને વારી પાણી, એક જ વસ્તુ માને નાણી,
નામભેદે કલેશ કરી શિદ મરીયેરે. ભા૦ ૫

ગુણીથી સદ્ગુણ લઈએ, આત્માર્થીને સુબોધ દઈએ,
ભ્રમરપરે નિત્ય ગુણ લેવાને ફરીયેરે ભા૦ ૬

ગેમ ધર્મીને ભલે કો નિંદે, પ્રમ ધર્મીને ભલે કો વંદે,
નિંદક વંદકમા સમવૃત્તિ ધરીયેરે ભા૦ ૭

મહત્ પુરૂષને પગલે ચાલી, ભાવે ગુરૂની આજ્ઞા પાલી,
શિવ સુંદરીને ઝટપટ પ્રીતે વરીયેરે ભા૦ ૮

( ૫૮ )

## ભક્તિમાર્ગનો કંટક

( ગગ મારા તાન લાગ્યું )

માયા ડાકણ દૂરે ભાગી,
જિન ગુણમા લય લાગી. માયા૦

સંત સમાગમ કરીને હું તો,
થયો અંગે વૈરાગીરે;
ભવ વૃદ્ધિની કારણ માયા,
સમજી મનથી ત્યાગી માયા૦ ૧

અનંત કાલથી સાથે રહીને,
દુઃખ આપે છે નાગીરે,

સંત વચનથી દુઃખકર જાણી,
કીધી મેં તો આવી. માયા૦ ૨

અજ્ઞાને ભવ વનમાં ભમતાં,
થયો મોહનો રાગીરે;
શિવ પદ કારણ સરળપણું છે,
જોયું હવે મેં જાગી. માયા૦ ૩

( ૫૯ )

## ગુરૂ પ્રત્યે અંતર અભ્યર્થના

( વારે ધા વીરલા વેલા ) એ દેશી

ગુરૂજી અંતર ધારો, ભવોદધિથી જટ તારો રે;
લાગે મને જગ આ ખારો રે. (એ ટેક)

હું છું પામર દાસ તમારો, અવગુણનો ભંડાર;
ઉપકારી પ્રભુ કરૂણા ધારી, સત્વર કરજો સાર;
કદી નહિ કરજો ન્યારો રે. ભવો. ૧

ચિંતામણિ પામી બહુ પુન્યથી, લહે નહિ કો કાચ;
ગુરૂ કૃપાથી વસ્તુ પીછાણે, તેને ગમે ચિત્ત સાચ;
દાસને નિત્ય સંભારો રે. ભવો. ૨

સ્પર્શમણિના સંગે લોહું, જગમાં સુવર્ણ થાય;
ગુરૂ આણાથી શિષ્યના તેમજ, દુર્ગુણ દુર પલાય;
મુજ કષ્ટ નિવારો રે. ભવો. ૩

કલ્પવૃક્ષનો આશ્રય લીધો, હવે ન પામું દુખ,
વંછિત સિદ્ધિ સત્વર થાશે, પ્રાપ્ત થશે શિવ સુખ,
મોહને દૂરે ટાળ રે ભવો ૪

( ૬૦ )

## નિંદા ત્યાગ

( ધનિ ભજન લે કરી ) રાગ-કાનીંગડા

નિંદા પરની ગમે, દુષ્ટને નિંદા પરની ગમે,
દુર્ગુણ વિષ્ટા જમે. દુષ્ટને
ક્રોધ વહ્નિથી પોતે ચિતમાં, ગત દિવસ ધમ ધમે,
વિષય સુખોની પ્રીતિકારણ, તૃષ્ણાથી નિત્ય ભમે.
દુષ્ટને. ૧

ઇંદ્રિય અશ્વો મસ્ત થયા છે, કહિ ન તેને દમે,
મનમર્કટ વિષ સમ વિષયોથી, એક ક્ષણ ન વિરમે
દુષ્ટને. ૨

પર મુખથી નિજ દોષ સાભળી, શાંતિથી નહિ ખમે,
નિજ મુખથી તે પરની મુકે, ગટર સમ તે વમે
દુષ્ટને ૩

પર પુદ્ગલમા સુખ બુદ્ધિથી, પ્રીત ધરીને રમે,
દુર્ગુણ સાગર દુર્જનને તો, ફરેથી શિવ નમે
દુષ્ટને ૪

( ૬૧ )

## સનાથને શી ચિંતા ?

( ના રે પ્રભુ નહિ માનું ) એ દેશી

થયા તમે પ્રભુ મમ નાથ, ચિંતા શી કરવી રે ?
ગ્રહો પ્રીતેથી મુજ હાથ, ઢીલ શી કરવી રે ?
મૃગજલ સમ સંસારમાં રે, ધાયો મૃગની જેમ રે;
થાક્યો અંતે નાથજી રે, પ્રગટ થયો શુદ્ધ પ્રેમ.
ચિંતા. ૧

શરણે છું જિનરાજજી રે, કરો બાલ પર રહેમ રે;
પ્રીતેથી ભક્તિ કરૂં રે, થતાં નથી વ્રત નેમ.
ચિંતા. ૨

પ્રાણનાથ અઘહર પ્રભુ રે, પરમ દેવ મહાવીર રે;
પ્રણતપાલ છો જગધણી રે, ઉતારો ભવતીર.
ચિંતા. ૩

સત્સંગે પ્રીતિ ધરૂં રે, ગણું સદ્ગુરૂ આધાર રે;
શિવ સુખ કારણ નાથજી રે, તજું કુટુંબ પરિવાર.
ચિંતા. ૪

( ૬૨ )

## જડ-ચેતન ભેદ મહિમા

પ્રભાતિયું

શું તજું શું ભજું શું સજું આતમા,
તુજ વિના સર્વ હું શૂન્ય જાણું;

જે લહુ જે મજુ જે ભજુ મન થકી,
તે બધુ જડ તણુ જ્ઞાન જાણુ. શુ ૧

મત અને પથ જે જગ વિષે બહુ થયા,
તે સહુ મન તણી ભ્રાતિ માહી,
ભ્રાતિમા બેસવુ ભ્રાતિમા રઝળવુ,
ભ્રાતિમા ખાવુ પીવુ છે આંહી શુ ૨

ભ્રાતિ થઇ છે ઘણી શુ કરૂં ક્યા જવુ,
કોને સત્ય કહુ કે જે માને,
સત્ય શિવ માર્ગની પ્રાપ્તિ સદ્ગુરૂ થકી,
તે વિના અન્ય કોઇ ન જાણે શુ ૩

( ૬૩ )

## ધર્મી જીવને ધન્યવાદ

( કામી શુ ના કરે ) એ રાગ

ધર્મી જીવો કરે શુદ્ધ ધર્મ રે ધરમી ( ટેક )
અનત ભવોના કર્મ વિદારે,
સુખદુ ખ સરખા મનમા ધારે,
પ્રભુ પર પ્રીતિ ધરે ધરમી ૧

આશા મમતામા નવિ વ્યાપે,
સતોષ સુખને ચિત્તમા સ્થાપે,
જિનવર ગુણને સમરે ધરમી ૨

ક્રોધાદિ વૈરી સહુ ભાગે,
સમતાદિ નિજગુણ સવી જાગે;
શિવ સુંદરીને વરે. ધરમી. ૩

( ૬૪ )

## મરણ ભયનો ઉપાય

રાસડો

સંસાર ગણો રે અસાર માથે ભય જમનો
સહુ સમજો નરને નાર ,, ૧
વિધ વિધ સજો શું શૃંગાર ,,
કરો બંધ ગતિના દ્વાર ,, ૨
કરો તત્વ તણો નિરધાર ,,
એ વિણ નહિ ભવનો પાર ,, ૩
કરો રાતદિવસ સુ વિચાર ,,
ગણો વીતરાગ આધાર ,, ૪
નહિ રહેશે બાલ કુમાર ,,
નહિ ભ્રષ્ટ કરો અવતાર ,, ૫
બનો સદ્‌ગુણના ભંડાર ,,
રહો સદા તમે બ્રહ્મચાર ,, ૬
ધરો સંત ઉપર બહુ પ્યાર ,,
તો જાશે વિપદ હજાર ,, ૭
જો કરશો પર ઉપકાર ,,
તો ઉતરશો ભવપાર ,, ૮

બહુ મોહતણો વિસ્તાર ,,
વર્ષે આશ્રવ જળધાર ,, ૯
બનો વિક્રમ સમ દાતાર ,,
પ્રીતે લ્યો સયમ ભાર ,, ૧૦
જો ધરશો ચિત્ત ઉદાર ,,
સુખ લેશો તો નિરધાર ,, ૧૧
ધરજો નહિ પગ ધન પ્યાર ,,
લેશો તો શિવ સુખકાર ,, ૧૨

( ૬૫ )

રાગ–કાલિંગડો ( હરિજન તે કરી )

શાને ભરમો કરે? અવરનો, આશાથી શીદ ફરે?
નૃપતિ થઇને ઘર ઘર ભટકે, ભીક્ષાવૃત્તિ ધરે,
કલ્પવૃક્ષની નીચે બેઠો, ધતુર તરૂ ચિત્ત સ્મરે
અવર. ૧
ચિંતામણિ નિજ કર કમળમા, કાચ રાશિ શીદ ભરે?
અમૃત કૂપ વિલોકી ઘટમા, વિષ પીને શીદ મરે?
અવર. ૨
પૂર્ણ બ્રહ્મ નિરંજન દેવા, આનદઘન થઈ ફરે;
અકળ કળા અવલોકી તારી, ભવ સાગર નહિ તરે.
અવર ૩
દીન થઇને યાચે મનમા, ક્ષણિક વસ્તુમા ઠરે,
સુખકર આનદમય જાણીને, શિવ સુદરી નહિ વરે
અવર ૪

( ૬૬ )

## આંતર પ્રેમ

( ના રે પ્રભુ નહિં માનું ) એ દેશી

પ્રભુ પ્રગટી અંતર પ્રીત, હવે કેમ જાશે રે?
નથી ગમતી જગતની રીત, મોહ રિપુ નાસે રે;
કામ ક્રોધ મદ મોહથી રે, તપ્ત થયું મુજ ચિત્ત રે;
ક્ષમા નમ્રતા પર પ્રભુ રે, થઈ ન અંતર પ્રીત.
હવે૦ ૧

તુમ દીઠે મુજને ગણું રે, ભાગ્યવંત જગમાંય રે;
તુમ વિણ નિર્ભાગી ગણું રે, ચેન પડે નહિ ક્યાંય.
હવે૦ ૨

ચિદાનંદ શિવકર પ્રભુ રે, આનંદઘન પ્રભુ વીર રે;
દર્શન આપો દાસને રે, હૃદય ધરે નહિ ધીર.
હવે૦ ૩

સુખ દુઃખને સરખા ગણી રે, તજું અનાદિ રીત રે;
મૃગજલ સમ ભવને ગણું રે, લાગી શિવપદ પ્રીત.
હવે૦ ૪

( ૬૭ )

( ના રે પ્રભુ નહીં માનું ) એ દેશી

હું તો જપું નિશદિન, તુમ નામ ઘટમાં આવો રે;
મારે નથી અવરનું કામ, શીદ તરસાવો રે?

અનંત કાલે નજરે દીઠા, ત્રણ ભુવનના નાથ રે,
ગૌમેરોમમા ભક્તિ પ્રગટી, મલીઓ અવિચળ સાથ
ઘટમા ૧

ચાર ગતિમા કષ્ટ મહ્યા બહુ, દુ ખનો તો નહિ પાર રે,
મત મમત્વ ધરી અંતરમા, ભમીયો જગત મઝાર
ઘટમા ૨

પૂર્વ પુન્યથી સદ્ગુરૂ મલીયા, દૂર કર્યાં મત ફંદ રે,
મહજ બતાવી સહજ સમાધિ, થઇ પ્રીતિ ગુણ વૃંદ.
ઘટમા ૩

દુ બહાયકજગ ગીત ગણીને, આવ્યો છુ તુમ દ્વાર રે,
શિવ પદ વિણુ નહિ ઇચ્છા મુજને, આપો તે ગુણકાર
ઘટમા. ૪

( ૬૮ )

## પ્રભુ શ્રી વીરને અનુસરવા ચેતવણી

( રાગ દેશ, તાલ ગઝલ )

મહાવીરના સંતાન છો, કાયરને અનુસરશો નહી,
માનો તો મહાપુણ્યવાન છો, પામરતા ઉર ધરશો નહી.
મહાવી૦

ખીલા પડ્યા નિજ કાનમા, તોયે રહ્યા પ્રભુ ધ્યાનમા,
નવ રાખી પ્રીતિ પ્રાણમા, એ વીર વિસરશો નહી
મહાવી૦ ૧

કરો સિદ્ધિ કાજે સાધના, **અરિહંત**ની આરાધના;
કરજો કદી ન વિરાધના, પ્રભુ ભક્તિ વિણ તરશો નહી.
મહાવીર૦ ૨

અજ્ઞાન તિમીર વિદારજો, કુરૂઢિયોને નિવારજો;
સમજાવી સહુને સુધારજો, કંકાશ-કલેશ કરશો નહી.
મહાવીર૦ ૩

શ્રી સંઘ શક્તિ જગાડજો, સેવાની લગની લગાડજો;
અવનીમાં ડંકો વગાડજો વિપતા વિલોકી ડરશો નહી.
મહાવીર૦ ૪

સ્વદેશને ઉદ્ધારજો, કર્તવ્ય ધર્મ સંભારજો;
હરીને અવરને હારજો, **શિવપદ** એ વિણ વરશો નહી.
મહાવીર૦ ૫

( ૬૯ )

## સમર્થનાં શરણા

રાગ ભીમપલાસ તાલ લાવણી

દેખો સંતો અજબ તમાસા-એ ચાલ.

સમર્થનાં શરણાં લીધાં છે, પરવા કોની નવ કરીયે;
દુઃખદાયક વિપદા અવલોકી, લેશ ન અંતરમાં ડરીયે.
સમર્થ૦

અરિહંત ભગવંત છે માથે, અનંત શક્તિ ધરનારા;
શરણાગતનું રક્ષણ કરશે, અરિદળનું બળ હરનારા.
સમર્થ૦ ૧

સિદ્ધને ચરણે તનમન અર્પી, રહીએ નિર્ભય અંતરમા,
નાથ નિરંજન નિશદિન સમરીયે, રક્ષણ કરશે ભવાંતરમા.
સમર્થ૦ ૨

સાધુપદને શરણે રહીને, મસ્ત બની ફરીએ મનમા,
આશા તૃષ્ણા નિકટ ન આવે, નવ રાખી મમતા તનમા
સમર્થ૦ ૩

ધર્મનું શરણુ લીધુ મનથી, ધારણ કરશે ધરણીમા,
ભોગવશુ અમ ઉદય ઉમંગે, શ્રદ્ધા છે અમ કરણીમા
સમર્થ૦ ૪

લીધા ચઉશરણા શિવદાયક, સબળ બની ભવમા ફરીયે,
નાશવંત જગના વૈભવમા, પ્રીતિ ઉરમા નવ ધરીયે
સમર્થ૦ ૫

( ૭૦ )

## પ્રભુ શ્રી વીરનું શ્રેણીકને ફરમાન

( ગયા મન કરના અભિમાન ) એ ચાલ

કહે છે શ્રેણીકને પ્રભુ વીર,
"સાંભળ વૃત્તિ રાખી સ્થીર"—કહે છે૦

ભક્ત ગણાયે જગમા સાચો, બેઠો આસન બાંધે,
"માગો માગો" નિત્ય વદે છે,
માગુ શુ હુ આજે—કહે છે૦ ૧

હીરા મોતી કામ ન આવે,
માગું ન મનહર મહેલો;
સુવર્ણ ચાંદી ઇચ્છું ન ઉરમાં,
ખોટાં છે જગ ખેલો—કહે છે૦ ૨

સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા,
ચઉવિધ **સંઘ** ગણાયે;
નમન કરૂં છું **સંઘને** સ્નેહે,
પ્રાણથી પ્રિય જણાયે—કહે છે૦ ૩

**સંઘ** નાવથી જગના જીવો,
આ ભવ સાગર તરશે;
કલ્પતરૂ સમ **સંઘ** પસાયે,
સંતપ્તો સહુ ઠરશે—કહે છે૦ ૪

**સંઘ**ની સેવા સ્નેહે કરજે,
મને **સંઘ**માં માની;
**સંઘ**ના સુખમાં ગણી મને સુખીયો,
પ્રાણ પ્રમાણે પીછાણી—કહે છે૦ ૫

**સંઘ**થી ભિન્ન મને નવ ગણજે,
અભિન્ન છું હું **સંઘે**;
અંગો અંગમાં **સંઘ** વસે છે,
**સંઘે** રહું છું રંગે—કહે છે૦ ૬

**સંઘ**ના દુઃખમાં થા તું દુઃખીયો,
**સંઘ** સુખે સુખી થાજે;

પાણી પાઇ ને પછી પીજે,
ખવરાવીને ખાજે—કહે છે૦ ૭

અંગો અંગનુ પોષણ કરીને,
પુષ્ટ સંઘને કરજે,
રોગ શોક વ્યાપે નવ સંઘે,
એ ચિંતા ચિત્ત ધરજે—કહે છે૦ ૮

જ્ઞાન ભક્તિ ને ત્યાગ વૈરાગ્યે,
શોભે સંઘ સદાયે,
વિષય કષાય વિનાશક સમજી,
નિકટ ન રાખ કદાયે—કહે છે૦ ૯

નિરાધાર શીશુઓ, વિધવાઓ,
સંઘે જો કદિ દેખે,
થઇ આધાર સદા તું તેનો,
લગાડ જીવન લેખે—કહે છે૦ ૧૦

ક્લેશ, કંકાસ, કુસંપ પીશાચો,
સંઘ શક્તિ હરનાર,
સુસંપ, શાંતિ, ક્ષમા, નમ્રતા,
સંઘને સુખ દેનાર—કહે છે૦ ૧૧

અશુભ કર્મે જીવ જગતમાં
પાપ રૂપ લેખાયે,
શુભ કર્મે થઇ સાધન સંપન્ન,
પુન્યવાન લેખાયે—કહે છે૦ ૧૨

પાપી થાશે પ્રતાપી જગમાં,
સંઘે રહી ઉમંગે;
અનંત પાપી થયા છે પાવન,
શુદ્ધ થયા છે અંગે—કહે છે૦ ૧૩

શુદ્ધિ સંગઠન શાસનની,
છે ઉત્તમ બે પાંખો;
ધર્મ ભ્રષ્ટ અજ્ઞાની જીવો,
પામ્યા સંઘથી આંખો—કહે છે૦ ૧૪

કુકર્મ કરનારો પ્રાણી પણ,
શુદ્ધ સંઘથી થાશે;
સદ્ ભાવે કરી 'સંઘની સેવા,
'શિવ' પુર સહેજે જાશે—કહે છે૦ ૧૫

( ૭૧ )

## શ્રી આદિનાથનો સંદેશો.

( માતા મારૂદેવાના નંદ ) એ ચાલ.

મારા દિલનાં દુઃખની વાત, સમજીને સમજાવતું
સૌને ચંદ્રનો દ્રષ્ટાંત–મારા૦

તાત જગતનો હું કહેવાઉં, મારા સૌ સંતાન;
માનવ તેમાં મ્હોટા માનું, વહાલા પ્રાણ સમાન.
મારા૦ ૧

સતાનો દુખમા દેખીને, તાત કેમ હરખાય ?,
ભૂખે મરતો બાળક પેખી, મા થી કેમ જમાય
મારા૦ ૨

મોતીની માળા મમ કઠે, અર્પો આણી પ્રેમ,
વસ્ત્ર વિના મારા સુત નિરખી, ઉરમા ન ધરો રેમ
મારા૦ ૩

લાખેણી આગીનો લહાવો, લેવા કરો ઉમગ,
અન્ન વિના ટળવળે સુત મારા, ગળતા અગોઅગ.
મારા૦ ૪

વિષ સમ અતરમા લાગે છે, હીરાઓના હાર,
કેશર ચદન ને પુષ્પોમા, પ્યારું નથી તલ ભાર
મારા૦ ૫

દીન દાઝ ધારી રગરગમા, કરો દુખીની સેવ,
નિજ ઘર બેઠા દર્શન દેવા, સર્વે આવશે દેવ
મારા૦ ૬

રામ કાન રહીમાન બુધને, મારા એક વિચાર,
વૈષ્ણવ મહોમેદન, જૈનોમા, વરજે સઘ પ્રચાર
મારા૦ ૭

અન્ન વિના માનવ સતાનો, ટળવળતા દેખાય,
વસ્ત્ર વિના કોટી ભારતસુત, પરાધિન પેખાય
મારા૦ ૮

અન્ન વસ્ત્રનાં સાધન સઘળાં, અર્પી સ્નેહે આજ;
સાધન સંપન્ન કર મમ સુત તું, સમજી મારી દાઝ;
મારા૦ ૯

આણામાં સદ્ધર્મને સમજી, પ્રેમે આજ્ઞા પાળ;
ભારત સુતનાં સુખને અર્થે, ફેરવજે નિત માળ.
મારા૦ ૧૦

સુખ દેવા ભારત સુતને તું, કર પ્રીતે પચ્ચખાણ;
અન્ન વસ્ત્રના સાધન અર્પી, પાલન કર મમ આણ.
મારા૦ ૧૧

( ૭૨ )

## મનોનિશ્ચય

( ચાદર ઝણી રામ ઝણી ) એ–દેશી

અમે તો ભવસાગર તરવાના,
સંતોષે ઠરવાના. અમે તો.

કાલ અરિને સન્મુખ દેખી, નહિ જરા ડરવાના રે;
ભક્તિ રૂપી અમૃત પીધું, હવે નહિ મરવાના.
અમે તો. ૧

અગમ મહિમા વીર પ્રભુનો, પ્રેમેથી સ્મરવાના રે;
લોક લાજને અલગી મુકી, પ્રભુ ભજન કરવાના.
અમે તો. ૨

મત કૃપાથી મળળ થઇને, મસ્ત થઇ ફરવાના રે,
ભક્તિ દોરીથી બાધીને, પ્રભુ ચિત્તમા ધરવાના
અમે તો ૩
પરગુણ પેખી હર્ષ ધરીને, આતમમા ભરવાના રે,
નિજ દોષોને દૂર કરીને, શિવ સુદરી વરવાના,
અમે તો ૪

( ૭૩ )

## વિફલ વૈભવને સફલ કરો.

રાગ ભીમપલાસ-તાલ દાદરા

( ગોર ગોર મુખડા ગુમાન બાડ ગારે ) એ દેશી

વિત્ત નશ્વર માની તેનો, પરોપકારમા વ્યય કરો,
ઘોડા ગાડી અને વાડી, પ્રાપ્ત કરવા શુ ફરો ?
વિત્ત ૧
ચપલ લક્ષ્મી સ્થિર ન થાયે, શોક થાશે અંતે ખરો,
વસ્તુ તત્વ ધર્મ સમજી, મનન કરીને ચિત્ત ધરો.
વિત્ત ૨
નૃપતિના ચારિત્ર વાચી, વૈભવને નશ્વર સ્મરો,
મનુષ્ય જન્મને સાર્થક કરવા, આત્મ ગથી ગુણગણ ભરો
વિત્ત ૩
કષ્ટ સહીને પરના દુખો, દૂર કરીને પ્રીત વરો,
શિવપદની પ્રાપ્તિ કાજે, અનાથ બધુના દુખ હરો
વિત્ત ૪

( ૭૪ )

## અનાશ્રિતોને આધાર આપો.

રાગ ઝિંઝોટી-તાલ પંજાબી ઠેકો

( અબ મેં વર્દ્ધમાન જિન પાયા ) એ દેશી.

અનાશ્રિતોના કષ્ટ વિદારો, ઉદારતાથી પ્રેમ ધરીને.
અનાશ્રિતોના.

બંધુ ગણીને નિજ અંતરમાં,
દુઃખો હરજો સહાય કરીને. અનાશ્રિ. ૧

સત્તામાં છે શક્તિ અનંતી,
પ્રગટ કરોને ગુણો ભરીને. અનાશ્રિ. ૨

દેશો તો લેશો પરભવમાં,
દાન કરો વીર વાણી સમરીને. અનાશ્રિ. ૩

ઉપકાર વૃત્તિ છે **શિવ**કારી,
ધારો પરનાં દુઃખ હરીને. અનાશ્રિ. ૪

( ૭૫ )

## અંતરમાં ઉપકારને સ્થાન આપો.

રાગ પીલુ ગરવા—તાલ ત્રિતાલ

( ગુરૂને મોંઘે અપૂર્વ ગહેના પહેનાયા ) એ દેશી.

ઉપકાર વૃત્તિને ધારો અંતરમાં,
મોહ અરિને મારો. અંતરમાં.

અજ્ઞાન તિમિર વિદારણ કાજે,
કરો જ્ઞાન પ્રચારો. અંતરમાં. ૧

અજ્ઞાન ભવવૃદ્ધિનું કારણ,
　　સમજી સદ્ય વિદારો　　અંતરમાં ૨
જ્ઞાન દીપક પ્રકટાવી હૃદયમાં,
　　ભવિ જીવોને તારો.　　અંતરમાં ૩
સર્વ દાનમાં જ્ઞાન દાનને,
　　મુખ્ય પણે અવધારો　　અંતરમાં ૪
શિવ કારણ સદ્બોધ દઈને,
　　બાલ જીવોને ઠારો　　અંતરમાં. ૫

( ૭૬ )

## દીનોદ્ધારક દયા

રાગ પીલુ બગ્વો—તાલ ત્રિતાલ

( પ્રિય સાગત હય જિનનાથ નામ ) એ દેશી

ઉપકાર કરી ભવજલ તરજો,
　　મોહભાવ અંતરમાં નવ ધરજો　ઉપકાર
ચાર દિવસની મોજ મજામાં,
　　લુબ્ધ વૃત્તિ તમે નવ કરજો　ઉપકાર ૧
વીર પ્રભુનું શાસન પામી,
　　દીનોની પીડા હરજો　ઉપકાર ૨
અનાશ્રિતોના સહાયક થઈને,
　　સદ્ગુણ રાશિને ભરજો　ઉપકાર ૩

શ્રાવક સુતને નિજ સુત ગણીને,
પ્રેમ ધરીને ઉદ્ધરજો. ઉપકાર. ૪
પરોપકારી નરવર થઇને,
શિવસુંદરી ઝટપટ વરજો. ઉપકાર. ૫

( ૭૭ )

## લોભ પાપનો પ્રલય.

રાગ કાલિંગડો - તાલ ત્રિતાલ

( તુમ જાનો જગ હય જુઠા રે ) એ દેશી.

ઉપકારના કાર્યો કરજો રે,
ભવસાગર ઝટ તરજો રે. ઉપકાર.
ક્ષણ વિનાશી ગણી જગ વૈભવ,
મોહ કદિ નવ ધરજો રે. ઉપકાર. ૧
સરિતા વેગ સમાન યૌવનને,
સમજી મનમાં ઠરજો રે. ઉપકાર. ૨
લોભ પાપનું મૂળ ગણીને,
ચિત્તમાં તેથી ડરજો રે. ઉપકાર. ૩
ઉદારતાને સદ્ગુણ જાણી,
દીનોના દુઃખ હરજો રે. ઉપકાર. ૪
પરોપકાર કરીને પ્રીતે,
શિવ સુંદરીને વરજો રે. ઉપકાર. ૫

( ૭૮ )

## ધર્મની પરાકાષ્ઠા-પરોપકાર.

રાગ ખમાચ—તાલ ત્રિતાલ

( જિન રાત મહાવીર ગુન ગાતે હૈન ) એ દેશી.

ઉપકાર કરી ભવજલ તરજો,
ભવજલ તરજો મનમા ઠરજો ઉપકાર.
દુર્લભ નરભવ પ્રાપ્ત કરીને,
કર્મબંધ કરતા ડરજો ઉપકાર ૧.
પરના દુઃખ વિલોકી પ્રીતે,
અંતરમા કરૂણા ધરજો ઉપકાર ૨
સાધર્મીના સહાયક થઇને,
વિપદામાથી ઉદ્ધરજો ઉપકાર. ૩
તન, મન, ધન સૌ અર્પી પ્રભુને,
સત્ય વચન નિત્ય ઉચરજો ઉપકાર ૪
શિવપદ દાયક વીર પ્રભુને,
પલ પલ પ્રીતેથી સ્મરજો ઉપકાર ૫

( ૭૯ )

## સર્વત્ર તલ્લીનતાનો આવિર્ભાવ.

( નાગે ધા પીટવા વેતા, ગોવાળ ગાર ક ઘેતા ર ) એ દેશી.

વીર તવ નામ સ્મરૂં છુ નિશદિન ભક્તિ કરૂ છુ રે,
ભજનમા પ્રીત ધરૂ છુ રે વીર.

સાખી.

રામના નામમાં તનેજ દેખું, તુંજ પ્રભુ મુજ કાન;
સુખકર શંકર તનેજ માનું, તારૂં કરૂં નિત્ય ધ્યાન.
મસ્ત થઈ જગે ફરૂં છું રે—ભજનમાં. ૧

સાખી.

ઈસુની સ્તુતિ શ્રવણે આવે, તને કરૂં તવ યાદ;
બુદ્ધ દેવનું નામ સુણીને, પ્રગટે તારોજ નાદ,
અંતરમાં ગુણ ભરૂં છું રે—ભજનમાં. ૨

સાખી.

મહમદના કોઇ ગુણને ગાવે, ભાવે મુજને તેહ;
ગુણમૂર્તિ પ્રભુ તુંહિજ લાગે, રહ્યો ન લેશ સંદેહ;
દુર્ગુણથી દૂર ટળું છું રે—ભજનમાં. ૩

સાખી.

પીર, પેગંબર, ગણેશ, દેવી, અને વિવિધજ દેવ;
તુજ વિષે પ્રભુ મેં તો સમાવ્યા, ભાવે કરૂં તવ સેવ.
ભક્તિ રસ પાને ઠરૂં છું રે—ભજનમાં. ૪

સાખી.

મિથ્યાત્વીનું નામ ન દેખું, દોષ જોવામાં અંધ;
નામનો ભેદ રહ્યો નહિં અંતર, બાંધુ ન કર્મના બંધ.
ભવજળ સહજ તરૂં છું રે—ભજનમાં. ૫

સાખી.

મત્સર ભાવ ન અંતર, ગણુ, રહ્યો ન કોઈમાં ભેદ,
તારૂ જ શાસન સર્વ જગતમા, અવલોકી તજુ ખેદ
શિવપદ પ્રીતે વરૂ છુ રે—ભજનમા ૬

( ૮૦ )

## સંતચરણ મહિમા.

રાગ સોરઠ—ત્રિતાલ
(વારી જાઉ રે સાવરીયા તુમપે વારનારે) એ દેશી

છે સંત ચરણ સુખકાર, ભવથી તારશે રે—છે૦
સંતમહા સન્માર્ગ બતાવે, ભક્તિરસનો સ્વાદ ચખાવે,
જ્ઞાનામૃતથી ચંચલ ચિતને ઠારશે રે—છે. ૧
નાવ રૂપ છે સંત સમાગમ, પ્રગટપણે દર્શાવે આગમ
ભવસાગરથી સહેજે તે ઉદ્ધારશે રે—છે ૨
સ્વાર્થી જગ રચના રે જાણી, સ્વાર્થ વિના નવ રીઝે પ્રાણી,
નિસ્વાર્થી સુસંત મોહને મારશે રે—છે ૩
મહા પુન્યથી નરભવ પામી, મૂરખ જીવ બને છે કામી,
આત્માર્થી સંતોની આજ્ઞા ધારશે રે—છે ૪
નિવૃત્તિમય સ્થાન સંભારી, પ્રવૃત્તિમા દુખ વિચારી,
સંતો આત્માનંદ જગે વિસ્તારશે રે—છે ૫
સંત ચરણનો આશ્રય લીધો, ભક્તિ રસનો પ્યાલો પીધો,
શિવપદ કામી જીવો ભવ નવ હારશે રે—છે ૬

( ૮૧ )

## વીર પ્રભુને પ્રાર્થના.

વાલા વેગે આવો રે—એ દેશી.

વીરજીન તારો રે, જગ લાગે ખારો રે,
દાસ નિજ જાણીને હોજી;
નહિ તારો તો તારક બિરુદ લજાય—વીરજીન૦

કાળ અનાદિ મોહથી, રાગી પુદ્ગલ પ્રીત;
દેવગુરૂને ધર્મમાં, શ્રદ્ધા નહિ મુજ ચિત્ત;
સત્સંગથી તાહરી, થઇ પ્રતીત ખચીત્ત,
મોહ વૈરી મારો રે—દાસ૦

જડ મતિ જન જગમાં બહુ, કરે વાદવિવાદ;
બાહ્ય ક્રિયામાં રાચતા, કરે નહિ સંવાદ;
મુજને ગુરૂ ઉપદેશથી, લાગ્યો ભક્તિ નાદ.
હવે ચિત ધારો રે—દાસ૦

ગચ્છ મતમાં બાઝી પડયા, ત્યાગી વર્ગ નિરધાર;
ધ્યાન સમાધિ માર્ગનો, લહ્યો ન ચિત્તમાં સાર;
અધ્યાત્મના મર્મનો, કરે ન લેશ વિચાર;
શરણુ એક છે તારો રે—દાસ૦

ભક્તિ રાગ થયો અતિ, ન ગમે જગ વ્યવહાર;
તુજ શાસનની સેવના, કરવા અંતર પ્યાર;
જગ જીવો સન્માર્ગથી પામે ભવનો પાર;
શિવને સંભારો રે—દાસ૦

( ८२ )

## શીલવતીના શણગાર.

ગરબો-તાન દિલ

સદ્‌ગુણ ભૂષણ ધારણ કરીને,
સખીયો મળી પ્રીતે રમીયે,
પ્રભુ સમ પ્રીતમને સમજીને,
પ્રેમ ધરીને નિત્ય નમીયે સદ્‌ગુણ

સાખી

શીયળ રુપી સાડીથી, શોભાવી નિજ દેહ,
ક્ષમા કચુકી ધારીને, ઝટ બનીયે ગુણગેહ

સ્વર્ગ સમાન સમજીએ ઘરને,
પરઘરમા તો કદી ભમીએ,
શીયલ રક્ષણ કરવા કારણ,
ધીરજથી કરી ખમીએ. સદ્‌ગુણ ૧

સાખી

વિનય તિલકને ભાલમા, સ્થાપીએ સુખકાર,
દયા વાળી તો નાકમા, પહેરીએ મનોહાર

પ્રભુ ભક્તિ રુપી શુભ સુખડીને,
પ્રેમ ધરીને નિત્ય જમીએ
સાસુ સસરાની આનાને,
શિર પર ધારીને નમીએ સદ્‌ગુણ ૨

સાખી.

સત્ય પથ્ય પ્રિય વચનનાં, પહેરી સાંકળા હાથ;
સરલતા રૂપી નુપુરથી, કરીએ વશમાં નાથ.
વિચાર રૂપી ખડ્ગ લઈને,
ઇંદ્રિય ગણને તો દમીએ,
શિવપદ અર્થે મલિન વાસના,
જ્ઞાની થઈને ઝટ વમીએ. સદ્‌ગુણ. ૩

( ૮૩ )

## સંઘ મહીમા

( પાણીડા કેમ ભરીએ ) એ ચાલ

કચ્છ ડુમરાનો શ્રી સંઘ શ્રી ભદ્રેસરમાં
ભજે ભાવે શ્રી ભગવાન ,,
ગુણ ગાયે પ્રભુ વીરનાં ,,
ભૂલે નિજ દેહનું ભાન ,, ૧
**કુબુબાઈ** બ્રહ્મ ચારિણી ,,
કરે સેવા દિવસ રાત ,,
સાધુ સાધ્વી સાથમાં ,,
સ્મરે સ્નેહે જગનો તાત ,, ૨
ભાગ્યોદય સૌનો થયો ,,
કરે તપ જપ વ્રતને નેમ ,,
ભાવે ભાવના ભાવથી ,,
સૌ રાખે પરસ્પર પ્રેમ ,, ૩

કઠણ વચન ન વદે કોઇ શ્રી ભદ્રેસરમા
બોલે સૌ મધુરા બોલ ,,
ન ગમે મદ મત્સર માન ,,
કરે વીર વચનનો તોલ ,, ૪
ન રહે અજ્ઞાન તિમીર ,,
જાગી આત્મની જ્યોત ,,
ચાહે શિવ પદ સૌ સ્નેહથી ,,
વહે ભક્તિ સરિતા શ્રોત ,, ૫

( ૮૪ )

## [1]કચ્છ ડુમરામાં અઠ્ઠાઇ મહોત્સવ

રગ રમીયા રગ રસ બન્યો મનમોહનજી—એ ચાલ

અઠ્ઠાઈ ઉત્સવ કારણે કચ્છ ડુમરામા,
પ્રીતે મળીયા નરનાર, પુન્ય પ્રભાવથી કચ્છ ડુમરામા
રત્નસિંહને સુલછી, ,, ,,
કરે ધર્મ મહોત્સવ સુખકાર, ,, ,, ,, ૧
શાંત સરલ મુનિવર વસે, ,, ,,
શ્રી પદ્મવિજય મુનિરાજ, ,, ,, ,,
નિર પક્ષ સદઉપદેશથી, ,, ,,
કરાવે ધર્મના કાજ ,, ,, ,, ૨
છે ધર્મરૂચિ બ્રહ્મચારિણી, ,, ,,
સુંદર છે કુવર નામ, ,, ,, ,,

પરબ બંધાવે જ્ઞાનની, પ્રભાવથી કચ્છ ડુમરામાં
જ્ઞાનાર્થીને વિશ્રામ. " " " ૩

બાલાશ્રમનાં બાલકો, " "
કરે પ્રીતે અભ્યાસ; " " "
કન્યાશાળામાં બાલાઓ, " "
કેળવણી લે છે ખાસ " " " ૪

જિન મંદીરમાં દીપતા " "
શ્રી ચંદ્ર પ્રભુ જિનરાજ; " " "
દર્શન પૂજન પ્રેમથી, " "
કરે ભવિયો ઉમંગે આજ. " " " ૫

ગામોગામથી આવીયા, " "
ધર્માર્થી ધરી ઉર પ્રેમ; " " "
કરે ઉત્સવ રંગ વધામણા, " "
લે છે સ્નેહે વ્રત નેમ, " " " ૬

ઓગણીસો એકાણુંમાં, " "
છે ચિત્ત હર ચૈતર માસ; " " "
શિવપદ પ્રાપ્તિ કરાવે. " "
પ્રસરી છે ધર્મ સુવાસ. " " " ૭

---

૧ સંવત ૧૯૯૧ નો ચૈત્ર મહીનો કણુબાઇની જ્ઞાનશાળા કચ્છ ડુમરા.

( ૮૫ )

## કચ્છ લાયજામાં દિક્ષા મહોત્સવ

### સદ્ભાવ

( આવો પ્રભુ પામરૂ/મુજ મળીયા રે )—એ ચાલ

ચાલો ધર્મ મહોત્સવ જોવા જઈયે રે,
નરભવનો લહાવો લઈયે. ચાલો૦
ભાગ્ય યોગે સમય મળ્યો આજે રે,
એમો ભાવથી ભક્તિ જાજે રે,
ગાવો જિન ગુણ મધુર અવાજે ચાલો૦ ૧
લાયજામા મહોત્સવ થાયે રે,
નર નારી મળી સહુ જાયે રે,
પ્રભુ ગુણ સહુ સ્નેહે ગાયે ચાલો૦ ૨
વરસી તપ કરે કુ કુબાઈરે,
કરશે પારણુ પ્રભુ ગુણ ગાઈ રે,
સઘ સેવા કરે હરખાઈ ચાલો૦ ૩
છે પદ્મવિજય મહારાજ રે,
સાથે કપુરચંદ છે આજ રે,
ગણિ રત્નમુનિનો છે સાજ ચાલો૦ ૪
માવજી ને સુરજી લેશે દિક્ષા રે
મધુકર સમ માગશે ભિક્ષા રે,
દેશે જગને સુખકર શિક્ષા ચાલો૦ ૫

થાશે ગૃહસ્થ મટી અણુગાર રે,
બનશે શાસન શણુગાર રે,
મળશે જોવા સહસ્ર નર નાર. ચાલો૦ ૬

વ્રત નિયમ લેશે નર નારી રે,
અંગો અંગ ઉમંગ વધારી રે.
થાશે જિન શાસન જયકારી. ચાલો૦ ૭

નવ મળશે સમય ફરી આવો રે,
ભક્તિ કલ્પતરૂ ઉરે વાવોરે,
**શિવ** કાજે લઇયે ઝટ લાવો. ચાલો૦ ૮

( ૮૬ )

## આમંત્રણ

વાલા વેગે આવો રે—એ ચાલ.

સાધર્મી સહુ આવો રે, વીર પ્રભુ ગુણ ગાવો રે;
સાર્થક કરવા જીંદગી હોજી,
તક જાશે તો થાશે પશ્ચાતાપ. સાધર્મી.

સાખી

**લાયજા**માં ઉલટ ધરી, મળ્યા સહસ્ર નર નાર;
સુખદાયક દિક્ષા થઇ, નિમીત્ત અતિ સુખકાર;
કરે મહોત્સવ મહાજન મળી, આનંદનો નવ પાર;
સેવા સુખડી ખાવો રે. સાર્થક-૧

સાખી

નગરશેઠ રવજી ગુણી, ગમે ધર્મે પ્રીત,
કરી કાર્ય પરમાર્થના, લેખે લગાડે વિત્ત,
લહાવો લે નર જન્મનો કરીને કાર્ય ઉચિત્ત;
ધર્મ પ્રેમ દરશાવો રે સાર્થક-૨

સાખી

કંકુબાઇ કોડથી, કરે ધર્મના કામ,
તપ જપ વ્રત પચ્ચખાણમા, ગણે ઉરે આરામ,
વરસીતપ પ્રીતે કર્યું, લેવા અવિચલ ધામ,
ધર્મના ખીલો વાવો રે સાર્થક-૩

સાખી

દિપાવે મુનિપદ સદા, પદ્મવિજય મહારાજ,
ગણી રત્ન મુનિવર ધરે, શાસનની ઉર દાઝ
કપુરચંદ મુનિ પ્રેમથી, આપે ઉત્તમ સાજ
સેવાનો લ્યો લહાવો રે સાર્થક-૪

સાખી

માવજી ને સુરજી લહે, ભગવતિ દિક્ષા આજ,
ખાડા ને ડુમરા તણી, જગે વધારે લાજ,
માણેકવિજય ને ભદ્રમુનિ, નામે કરશે સુકાજ;
દરસન કરી હરખાવો રે સાર્થક-૫

સાખી

યથા શક્તિ ઉમંગથી, લ્યો સહુ વ્રતને નેમ,
દેવ ગુરૂને ધર્મ પર લાવો દિલમા પ્રેમ,

જૈન ધર્મનો જગતમાં, ડંકો વાગે જેમ
શાંતિ સુધારસ પાવો રે. સાર્થક-૬

સાખી

ઓગણીસો એકાણુનો, રૂડો વૈશાખ માસ,
શુકલ છઠ બુધવાર ને, વણો જીવનમાં ખાસ;
જ્ઞાન, સુસંપ, ભલાઈની પ્રસરાવીને સુવાસ;
**શિવ** કર સમય શોભાવો રે. સાર્થક-૭

( ૮૭ )

## ૧ડુમરાનો શ્રી સંઘ

કેશરીયા જાશું—એ દેશી.

**ભદ્રેસર** જઈશું લગની લાગી રે **મહાવીર**માં
અમે નિર્મલ થાશું લગની લાગી રે **મહાવીર**માં
અનંતકાલથી આથડયા, નવ ભેટયા ભગવાન;
મોહ મદિરા પાનથી રે, ભ્રમથી ભૂલ્યા ભાન રે. ભદ્રે૦ ૧
માત તાત સુત નાર રે, હૈડે ગણ્યા હિતકાર;
દેવ ગુરૂને ધર્મમાં રે, શ્રદ્ધા નહિ લગાર રે. ભદ્રે૦ ૨
પુર્વ પુન્યના યોગથી, મળ્યા પ્રભુ શ્રી **વીર**;
ભક્તિ કરશું ભાવથી રે, સંકટમાં ધરી ધીર રે. ભદ્રે૦ ૩
**ગૌતમ**ને કહે **વીરજી** "ક્ષમા અંતરે ધાર;"
તપ જપ સંજમ એ વિના રે, ભાર ભૂત થાનાર રે. ભદ્રે૦ ૪
અધમાધમ અમે જીવડા, કર્યો કુસંગે વાસ;
સેવ્યા સ્થાનક પાપના રે, પડયા મોહને પાશ રે. ભદ્રે૦ ૫

કુંબુબાઈ આ કાળમા, સમજુ જીવ જણાય,
શીયળ પાળે પ્રેમથી રે, ગુણાનુરાગી જણાય રે ભદ્રે૦ ૬
ભદ્રેસર તિરથ વડો, કચ્છડામા કહેવાય,
સકળ સઘ લઇ સાથમા રે, યાત્રા કરવા જાય રે ભદ્રે૦ ૭

સાધુ સાધ્વી સગમા, રહીશુ દિવસ રાત,
મૈત્રયાદિ ભલી ભાવના રે, ભાવીશુ ભલી ભાત રે ભદ્રે૦ ૮

એ દેવી કુમરા તણી, દિલડામા ધરી પ્રીત,
કરે સેવા શ્રી સંઘની રે, ઉલટ આણી ચિત્ત રે, ભદ્રે૦ ૯

નર નારી સાથે મળી, લહે વિવિધ શુભ નેમ,
પગે કરે યાત્રા સહુ રે ઉરમા આણી પ્રેમ રે ભદ્રે૦ ૧૦

ઓગણીશે ચોરાણુનો, છે રૂડો પોષ માસ,
શુકલ પક્ષની ત્રયોદશી રે, સમરણે રાખી ખાસ રે ભદ્રે૦ ૧૧

દાન શીયળ તપ ભાવના, ધર્મ તણા છે અગ,
જીવન લેખે લગાડશુ રે, પુન્યે મળ્યો પ્રસગ રે ભદ્રે૦ ૧૨

દોષ દૃષ્ટિ નવ રાખશું, મદથી રહીશું દૂર,
પ્રભુ ભક્તિના નાવથી રે, ભવ જલ તરશુ જરૂર રે ભદ્રે ૧૩

નિંદા નવ કરશુ કદિ, કરશુ ધર્મના કામ,
મોત ફરે માથે સદા રે, પડયા રહેશે ધન ધામ રે ભદ્રે૦ ૧૪

શોધી સદ્‌ગુરૂ સ્નેહથી, કરશુ પ્રીતે સેવ,
શિવપદ દેવા કારણે રે, સમર્થ છે ગુરૂદેવ રે. ભદ્રે૦ ૧૫

---

૧ ભજપુર, તા ૨૨-૧-૩૮
શા -પુનજભાઇ સગવણુનો, ગગતો

( ૮૮ )

## [1]શ્રી ભાંડુપનાં ધર્મ મહોત્સવનું ગીત.

( આવો આવો પાસજી મુજ મળીયાંરે, મારા મનનાં
મનોરથ ફળીયાં ) એ ચાલ.

ચાલો ધર્મ મહોત્સવ જોવાને જઇયેરે
નરભવનો લહાવો લઇયે—ચાલો.

લૌકિક મહોત્સવ બહુ દીઠાં રે,
નવ લાગ્યા તે મનમાં મીઠાં રે;
મોહ મદિરાનાં માન્યા તે પીઠાં—ચાલો ૧.

ખાન પાન આરામમાં મોહ્યાં રે,
જૈન ધર્મનાં મર્મ ન જોયાં રે;
સત્સાધન વ્યર્થજ ખોયાં—ચાલો ૨.

ભાગ્ય યોગે સમય મળ્યો આજે રે,
બેસો ભાવથી ભક્તિ કાજે રે;
ગાઓ જિન ગુણ મધુર અવાજે—ચાલો ૩.

ભાંડુપમાં મહોત્સવ થાયે રે,
નરનારી મળી સહુ જાયે રે;
ગુરૂ ગુણ સહુ સ્નેહે ગાયે—ચાલો ૪.

માલસિંહ માંયાંનો પરિવાર રે,
વસે ભાંડુપમાં ગુણકાર રે,
કરે સંઘ સેવા સુખકાર—ચાલો ૫.

વિધિપક્ષ ગચ્છના શિરતાજ રે,
મુનિ **દાનસાગરજી** મહારાજ રે,
આપે ભવિયોને ધર્મનો સાજ—ચાલો ૬

કર્મસિંહ સુતા લહે દિક્ષા રે,
મધુકર સમ માગશે ભીક્ષા રે,
દેશે જગને સુખકર શિક્ષા—ચાલો ૭

**ભચીબાઈનુ** નામ ધરાવે રે,
નિજ જીવન પલટો કરાવે રે,
મોહ વેરીને એ તો હરાવે—ચાલો ૮

શુદ્ધ શ્રાવક વ્રત પ્રીતે પાળે રે,
સદ્વર્તને કુળ અજવાળે રે,
અતે સઘળી ઉપાધિઓ ટાળે—ચાલો ૯.

થાશે ગૃહસ્થ મટી અણગાર રે,
બનશે શાસન શણગાર રે,
મળ્યા જોવા સહુ નર નાર—ચાલો ૧૦

કુંવરબાઈ કોડીલા છે સાથે રે,
ભવસાગર તરશે સગાથે રે,
કરી કરૂણા એ પર જગનાથે—ચાલો ૧૧

નામ કમળ ને કલ્યાણ ધરશે રે,
ભવિ જીવોને તારવા ફરશે રે,
જગ જીવોને ઠારીને ઠરશે—ચાલો ૧૨

વ્રત નિયમ લેશે નર નારી રે,
અંગો અંગે ઉમંગ વધારી રે,
થાશે જિન શાસન જયકારી—ચાલો ૧૩.

કેઈક શુભ ધ્યાનને ધરતા રે.
ઉપધાન ક્રિયા કેઈ કરતા રે;
કેઈ સદ્ગુણુ ઉરમાં ભરતા—ચાલો ૧૪.

નવ મળશે સમય ફરી આવો રે,
ભક્તિ કલ્પતરૂ ઉરે વાવો રે;
"શિવ" કાજે લઈયે ઝટ લાવો—ચાલો ૧૫.

---

૧ સંવત ૧૯૮૫ ના માગસરમાં ભાંડુંપ મુકામે કચ્છ રવાવાળા શા. માલશી માંયાના પરિવાર તરફથી ઉપધાન ક્રિયાનો ધાર્મિક મહોત્સવ થયો તે પ્રસંગનું આ કાવ્ય છે.



## પ્રસંગોચિત

બારસીમાં કચ્છ–નવીયાના વતની શાહ નગશી પદમશી ધધા અર્થે આવેલા અને ત્યાજ પરિવાર સહીત રહેતા નગશીભાઇના વિધવા બાઇ રાણબાઇએ સવત ૧૯૯૮ ના ચૈત્રમા જ્ઞાનપચમીનુ તપ ઉજવ્યુ તે વખતે શિવજીભાઇને ખાસ આમત્રણ આપવામાં આવ્યુ હતુ દસ દિવસ સુધી પૂજાઓ ભણાવવામા આવી હતી અને રાત્રે ભાવના થતી છેલ્લે દિવસે શિવજીભાઇએ બારસીમા અઠ્ઠાઇ મહોત્સવ નામે કાવ્ય રચ્યુ અને શ્રી સંઘ સમક્ષ ગાઇ સંભળાવ્યુ, તેની સૌના ઉપર અજબ અસર થઇ હતી. એ કાવ્ય નીચે આપવામા આવે છે

( ૮૯ )

### બારસીમાં અઠ્ઠાઈ મહોત્સવ

( રાગ કેસરીયા થાશુ )

અમે **બારશી** જઇશુ, અઠ્ઠાઇ મહોત્સવ થાય રે,
ખરો લ્હાવો લઇશુ, ભવીજન જોવા જાય રે
અમે બારશી જઈશુ૦

**બારશી** ગામ મહારાષ્ટ્રમા, વેપારે પરસિદ્ધ,
મારવાડી, કચ્છી, ગુજરાતી, યત્ન કરે બહુ વીધરે
અમે બારશી જઈશુ–૧

શ્રીકૃષ્ણજી સુત શેઠ **વીસનજી**, બાધે જિનમદિર
આદીનાથ પ્રભુજી પધરાવે, ઉતરવા ભવ તીર રે
અમે બારશી જઇશું–૨

**પદમશી** સુત **નરશી** નામે, નલીયાના કહેવાય;
**બારશી**માં આવ્યા વિત્ત અર્થે સજજનમાં લેખાય
અમે બારશી જઇશું-૩

સાદા જીવનમાં સુખ માને, દીએ ન કોને દુઃખ;
**રાણબાઈ** નામે તસપત્નિ, આપે સૌને સુખ રે.
અમે બારશી જઇશું-૪

શીલવતી એ નારી સુગુણી, ધર્મે રાખે ચિત્ત;
સાચી શ્રદ્ધાને ભક્તિથી, રાખે પ્રભુપર પ્રીતરે.
અમે બારશી જઇશું-૫

પુણ્યપ્રભાવે પુત્ર પુત્રીઓ, ઉદરે આવે અનેક;
પરણાવે કુલશીલ નિહાળી ચૂકે ન વિનય વિવેકરે
અમે બારશી જઇશું-૬

પુત્ર વધુઓ માતા માને સાસૂને ઉરમાંય;
દિકરીઓ સમ સમજે સાસૂ, સ્વર્ગીય સુખ ઘરમાંય
અમે બારશી જઇશું-૭

તિરથ સમજી માત તાતને, પુત્રો આપે માન;
વળી દાનમાં સુખ સૌ સમજે આપે દિલનાં દાનરે
અમે બારશી જઇશું-૮

કર્તવ્ય નવ ચૂકે કોઈ, સમજે સંપને દેવ;
કલીકાળ પણ કર જોડીને, કરે એમની સેવ રે.
અમે બારશી જઇશું-૯

કુસપને વિષ જેવા જાણે, એથી રહે બહુ દૂર,
હળીમળી રહે ઘરમા સર્વે, સુખી થયા ભરપુર રે.
અમે બારશી જઇશુ-૧૦

ખાદીમા આબાદી માને, ધરે દેશની દાઝ,
રાખે દિલમા દયા હુ ખીપર, આપે સ્નેહે સાજ રે
અમે બારશી જઇશુ-૧૧

બારશીના શ્રી સઘની સેવા, કરવા ઉરમા પ્રેમ,
દાન શીયલ તપ ભાવથી પ્રીતે, રાખે વિધવિધ નેમ રે
અમે બારશી જઇશુ-૧૨

યથાશક્તિ કરે તપ જપ પુજન, લે વિવધ પચ્ચખાણુ
જ્ઞાન પ્રચારે શિશુવર્ગમાં, કરવા સૌને સુજાણુ રે
અમે બારશી જઇશુ-૧૩

વીર નામથી સ્થાપે મ ડલ, કરવા સઘ ઉદ્ધાર,
હુન્નર કલા વિસ્તારે યત્ને, સમગ્ર એ પરિવાર રે
અમે બારશી જઇશુ-૧૪

બાબુલાલને નારાયણજી મ ડળના મુખ્ય અ ગ
મ ત્રી થયા મ ડળના બન્ને, જમાવે સાચો ર ગ રે.
અમે બારશી જઇશુ-૧૫

મુલચ દ શ્રીમાન પ્રેમથી, આપે ધનની સહાય,
જૈન સઘ દીપે બારશીમા, ધર્મને પુણ્ય પમાય રે.
અમે બારશી જઇશુ-૧૬

જ્ઞાન પંચમીનું વ્રત રાખે, **રાણબાઇ** સુખકાર;
**નવલબાઇ** આરાધે નવપદ, રાખી પ્રભુપર પ્યાર રે
અમે બારશી જઇશું-૧૭

**નેણશીને નેણબાઇ** પણ, રાખે મ્હોટી ઉમેદ;
નવપદજીનું કરે આરાધન, વિનાશ કરવા વેદ રે;
અમે બારશી જઇશું-૧૮

વ્રત ઉજવવા કરે મહોત્સવ, ઉમંગથી હિતકાર;
**ચંદનવિજય** પન્યાસ પ્રતાપે, થાશે જયજયકાર
અમે બારશી જઇશું-૧૯

પૂજા, આંગી પ્રભાવનાદિ, કરે ધર્મના કામ;
શિવસુખ લેવા સજ્જ થયા સૌ, નશ્વર માને દામ રે
અમે બારશો જઇશું-૨૦

ઓગણીસો ને અઠાણુનો, રૂડો ચૈતર માસ;
શુકલપૂર્ણિમા રહેશે સ્મરણે, છે **શિવ**કર શુભ આશ
અમે બારશી જઇશું-૨૧

( વીર સંવત ૨૪૬૮ ચૈત્ર શુદ ૧૫ બુધવાર ૨-૪-૪૨

( બારશી )

( ૯૦ )

## માતૃપ્રિય પ્રફુલ્લ

સરલા સખિયોને કહે સ્નેહે,
"મારો પ્રફુલ્લ થશે વિદ્વાન,
એને અર્થે જીવીશ યત્ને,
કરવા તન-મનમા બળવાન". સરલા૦

"આવ્યો ઉદરે મા કહેનારો,
પ્રાણ થકી મુઝને છે પ્યારો,
કરૂ કાયા કુરબાન." મારો૦ ૧

રૂપ રંગ કાંતિ અતિ લાવ્યો,
જોનારાના મનમા ભાવ્યો,
કરૂ નયનામૃત પાન" મારો૦ ૨

"અરૂણા પારણીએ ઝુલાવે,
હસતી હસતી ગીતો ગાવે,
સુણવા તલસે કાન." મારો૦ ૩

"નીરખીને ઉરમા હરખાઉં,
ઉત્સાહથી ઘેલી થઇ જાઉં,
ભૂલુ તનનું ભાન" મારો૦ ૪

"મા મીરાને પ્રસન્ન કરશે,
શિવકર આશીર્વાદે તરશે,
કરશે વચન પ્રમાણ" મારો૦ ૫

( ૯૧ )

## ભારતનો પ્રાણ પ્રફુલ્લ

સખિયો **સરલાને** કહે રંગે,
" તારો પ્રફુલ્લ થશે ગુણવાન;
ગ્રહો નિહાળી કહે છે જોષી,
થાશે ભારતનો એ પ્રાણ." સખીયો૦

જગને શાંતિ દેવા આવ્યો,
ગુણી જનોનાં મનમાં ભાવ્યો;
(એછે) કલિ કાનનો **કાન.**" તારો૦ ૧

જોતાં લાગે સૌને પ્યારો,
દિલડાંને શાંતિ દેનારો;
(થશે) **અર્જુન ભીમ** સમાન." તારો૦ ૨

" આમ જનોની કરશે સેવા,
આવ્યો અવનીને સુખ દેવા;
દેખાયે **હનુમાન.**" તારો૦ ૩

" મા **મીરાને** પ્રિયકર થાશે,
**શ્રી અરવિંદનાં** ગુણ નિત ગાશે;
ભજશે શ્રી ભગવાન." તારો૦ ૪

**ગાંધી** જેવો થાશે ત્યાગી,
**વલ્લભ** સમ થાશે વડભાગી;
(જેને) હૈડે હિન્દુસ્થાન." તારો૦ ૫

સુભાસ નેરૂનાં ગુણ સમરશે,
વિપદ વિલોકીને નવ ડરશે,
દેશે દિલનાં દાન " તારો૦ ૬
"વીરના જેવો થાશે જ્ઞાની,
વદશે પ્રિયકર હિતકર વાણી,
લેશે શિવનુ સ્થાન " તારો૦ ૭

( ૯૨ )

## રાજુલનું સ્વપ્નું.

શ્યામ ઝુલે હિન્ડોલે—એ ચાલને આધારે

સખિ સ્વપ્નામા નેમની મે નિરખી જ્યોતિ,
એ જ્યોતિ જેવી જ્યોતિ નવ જોઈ જીવનમા,
પ્રાણના ઉંડાણમા એતો પહોતી સખિ૦
આજનો દિવસ મારો ઉગ્યો અનેરો,
જન્મ મરણનો ટળ્યો મારો ફેરો,
(હુ) મસ્તીમા હર્ષના આસુઓ લ્હોતી સખિ૦ ૧
કુસુમોની કુંજ જોવા ચિત્તમા ન ચહાતી,
કદગઓ નિરખી ઉરમા ન હરખાતી,
(હુ) આયુની ક્ષણો વૃથા ના ખોતી સખિ૦ ૨
ચોટતુ નથી ચિત્ત ગાનમા કે તાનમા,
દેખાતુ નથી સુખ લેશ ખાન પાનમા,
(એ)જ્યોતિપર મનમાને મનમા મ્હોતી સખિ૦ ૩

અવિનાશી આત્મિક જ્યોતિની પાસે,
વિનાશી વસ્તુ સહુ ફીકી મને ભાસે;
રંગે ઉમંગે ફરૂં જ્યોતિ જોતી. સખિ૦ ૪

પલ પલ એ પ્રેમનું પીયુષ પીવરાવતી,
**રાજુલ** કહે **જ્યોતિ** મારા મનડામાં ભાવતી;
(હું) **શિવકર જ્યોતિ**રૂપી ધેનુ દોહતી. સખિ૦ ૫

( ૯૩ )

## કાળા કાયદા સામે સત્યાગ્રહીઓનું ઉદ્બોધન

( કવાલી. )

અમે તો સત્યના સાથી, અમારી સત્યમાં પ્રીતિ;
વિપદ વાદલ ભલે આવે, નથી દિલમાં જરી ભીતિ.
અમે. ૧

સજ્યાં છે સત્યનાં શસ્ત્રો, અનિતિના અમલ સામે;
અમારી આત્મનિષ્ઠાથી, અસુરો તો અજબ પામે.
અમે. ૨

ગુરૂ સ્વામી, પિતા, નેતા, ગણીએ અંતરે ગાંધી;
કર્યાં સ્વાધીન અમ સૌને, પ્રીતિના તાંતણે બાંધી.
અમે. ૩

ગુરૂ ગાંધીની છાયામાં, જીવન લેખે લગાડીશું;
કરી ઉપદેશ ઠામોઠામ, સુતેલાને જગાડીશું.
અમે. ૪

સહીશુ સંકટો સુખથી, કદિ હિમ્મત ન હારીશુ
અતિ ઉત્સાહ ધરી ઉરમા, ભીરુતાને ભગાડીશુ
અમે. ૫

પ્રતિજ્ઞા પાળીને પ્રીતે, હરીફોને હંફાવીશુ,
સ્મરીને પૂર્વના વીરો, ધરાને તો ધ્રૂજાવીશુ
અમે ૬

થઈને ભક્ત ભારતના, અમે મદ મોહ મારીશુ,
કરી સેવા-સુધારસ પાન, દુ ખી ના દિલ ઠારીશુ
અમે ૭

નથી ભય રાખતા ઉરમા, અમલદારો અમીરોનો,
થયા વનગજ સમ નિર્ભય, સુણી સદ્બોધ વીરોનો
અમે ૮

સત્યયુગમાં હરિશ્ચદ્રે, જગાવી જ્યોત જે સતની,
કળી કાળે જમાવીશુ, અમે પૂજા મહાવ્રતની
અમે ૯

આ જુલ્મી કાયદા કાળા, કરાવો દૂર શક્તિથી
અપાવો મુક્તિ માડીને, હૃદયની શુદ્ધ ભક્તિથી
અમે ૧૦

સમય નવ આવશે આવો, લહી લ્યો જન્મનો લ્હાવો,
કરી કુરબાન તન મન ધન, જનનીની કૂખ શોભાવો
અમે ૧૧

( ૯૪ )

## બલિદાન-તત્પરતા.

( મઝા દેતે હય ક્યા યાર, તેરે બાલ ઘુંઘરવાલે )-એ દેશી.

અમે હિન્દની કરશું સેવ, કર્ત્તવ્ય ધર્મ વિચારી
કરી કુસંપ-વૈરી વિનાશ, ભરી ઉરમાં સંપ સુવાસ;
તોડી મોહનાં સહુ પાશ, ઠરશું દુઃખીયાને ઠારી
અમે૦ ૧

લઈ સ્વદેશી વ્રત સુખકાર, સહુ વિદેશી ભાવ નિવાર;
કરશું ભારત ઉદ્ધાર, ક્ષુલ્લક ભેદોને વિદારી.
અમે૦ ૨

સહીશું દુઃખકર સહુ તાપ, જપી અસહકારનો જાપ;
ધારીશું ધૈર્ય અમાપ, ભજી ભકત વત્સલ ભયહારી.
અમે૦ ૩

ભારતના સહુ નરનાર, ગણી **ગાંધીજી** શિરદાર,
માતૃમુકિત કરનાર, સર્વસ્વ સ્નેહે વારી.
અમે૦ ૪

લઈશું સત્વર સ્વરાજ, ધરી ઉરમાં દેશની દાઝ;
અર્પી સર્વે સુખ સાજ, મહાસભાની આજ્ઞા ધારી
અમે૦ ૫

( ९५ )

## સ્વરાજ્ય લેવાનો અડગ નિશ્ચય.

( આવે છે રે આવે છે સ્વરાજ્ય સ્વારી આવે છે એ દેશી )

અમે કરવાના અમે કરવાના, સ્વરાજ્ય સંપૂરણ કરવાના
નહિ ડરવાના નહિ ડરવાના, વિપદાઓથી નહિ ડરવાના.

મોહ માન ચાદનો મૂકીશું, લાલચથી પથ નવ ચૂકીશું.
ધીરજ ગુણ દિલમા ધરવાના—સ્વરાજ્ય ૧

સ્વદેશી ભાવ નવ ભૂલીશું, પરદેશી દેખી ના ડુલીશું,
ભારત ભક્તિ ઉર ભરવાના—સ્વરાજ્ય ૨

સહુ સેવાધર્મ સ્વીકારીશું, ભેદોને તુરત નિવારીશું,
ભારત ગુણ ગાઈ ઠરવાના—સ્વરાજ્ય ૩

મોહમેદન હિન્દુ સાથ મળી, યાહુદી પારસી ખ્રીસ્તી વળી;
સુસંપ નાવથી તરવાના—સ્વરાજ્ય ૪

શિશુ શિક્ષણ રાષ્ટ્રીય આપીશું, પશ્ચિમની જાળો કાપીશું,
પ્રાચીન ગૌરવ નિત સ્મરવાના—સ્વરાજ્ય ૫

મહાસભાની આજ્ઞા પાળીશું, દુ:ખ કલેશ દેશના ટાળીશું,
માતાને નામે મરવાના,—સ્વરાજ્ય ૬

ગણી ગાંધીજી ગુરૂવર માથે, કરી કાર્યો સૌ હાથો હાથે,
આ પૂર્ણ પ્રતિજ્ઞા કરવાના—સ્વરાજ્ય ૭

( ૯૬ )

# અમારા જીવનની એક ઉચ્ચ આશા.

( કવ્વાલી )

( સુજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે )—એ દેશી.

અમે તો હિન્દ મૈયાની, સુભાવે ભક્તિ કરવાના;
ફરી કુરબાન સર્વસ્વ, સહજ ભવસિંધુ તરવાના.
અમે. ૧

જીવન આ હિન્દદેવીના, ચરણમાં અર્પીને પ્રીતે;
તજીને સર્વ જગ જંજાલ, હૈયામાં હિન્દ ધરવાના
અમે. ૨

રંગે રગમાં ભરી ભક્તિ, ભૂલીશું ભાન તન મનનું;
દુઃખોમાં માનીને સુખો, જનની ગુણગાને ઠરવાના.
અમે. ૩

જીવીશું કે મરીશું એવી, મૂકીશું સહુ ચિંતા;
કરીશું યત્ન હિમ્મતથી, વિપદ દેખી ન ડરવાના.
અમે. ૪

દુઃખોના ડુંગરો તૂટી, કદી પડશે અમો માથે;
તદપિ ક્ષણમાત્ર માડીને, નહીં મનથી વિસરવાના.
અમે, ૫

પરાયા દેશના હીરા, ગણીશું કાચ અંતરમાં;
અમારી માટી પણ મનથી, ગણી કસ્તૂરી ફરવાના.
અમે. ૬

સુણીને શબ્દ ગાંધીના, થઇ પ્રીતિ સ્વદેશીમા
વિદેશી વૃત્તિ વારીને, સ્વદેશી ભાવ ભરવાના.
અમે ૭

મરીશુ તોય જન્મીશુ, ફરી આ ભૂમિમા નિશ્ચે,
કરી જગનાથને અરજી, પછી મરજીથી મરવાના.
અમે. ૮

( ૯૭ )

## 'કુરબાનીનુ' બ્યુગલ.

( આવે છે રે, આવે છે, મંગળ મારી આવે છે-એ ચાલ )

કુરબાનીનુ બ્યુગલ વાગે,
કચ્છના બહાદૂર યુવકો જાગે-કુરબાની૦

બ્યુગલ વાગે ગામોગામે, સુણી રા'ણાવો અચરજ પામે,
આરામ ને ઉંઘ થયા આઘે,
કચ્છના બહાદુર યુવકો જાગે-કુરબાની ૧

જુલ્મોની જ જીર તોડીશુ, મૃત્યુથી મોં નવ મોડીશુ,
એમ કહી યુવકો નિદ્રા ત્યાગે,
કચ્છના બહાદુર યુવકો જાગે-કુરબાની ૨

કહે બ્યુગલ 'કચ્છીઓ જાગો, દૃઢતાથી નિજહક્કો માગો,'
સુણીને યુવકો કામે લાગે,
કચ્છના બહાદુર યુવકો જાગે-કુરબાની ૩

બ્યુગલમાં છે.શક્તિ ભારી, કરે જાગ્રત કચ્છનાં નરનારી;
સુણતાં જમની ભીતિ ભાગે,
કચ્છના બહાદુર યુવકો જાગે.-કુરબાની ૪
બ્યુગલ સુણીને જુલ્મી કંપે, અહિંસકવીરો નવજંપે;
શિવકર સ્વરાજ સત્વર માગે,
કચ્છના બહાદુર યુવકો જાગે.-કુરબાની ૫

( ૯૮ )

## સુદર્શન ચક્ર કર ધારવા પતિનું પત્ની પ્રત્યે નિવેદન.

( કવાલી )

પ્રિયા મમ પ્રેમની પ્રતિમા, ચહું છું એટલું આજે;
સુદર્શન ચક્ર કર ધારી, તું કાંતે દેશની દાઝે-૧
બધાં પરદેશના કપડાં, સમર્પી અગ્નિને સ્નેહે;
જનનીનું નુર દાબવવા, કદી નવ ધારજે દેહે-૨
સ્વદેશી શુદ્ધ સાડી ચોળી, પહેરી પ્રેમથી નિત્યે;
રહેજે મસ્ત અંતરમાં, સ્વદેશી વ્રત લઇ પ્રીતે-૩
રંગે રંગમાં ભરી ભક્તિ, કરી લે દેશની સેવા;
પ્રભુ પોતે પધાર્યા છે, સ્વદેશીમાં સ્વરગ દેવા-૪
નથી કો દેશમાં એવો, ગુલામીમાં જે સુખ માને;
પરાયા મેલને મહીં, વિષય વિષ અંતરે જાણે-૫

મૂકે જો મોહ મહિલાઓ, વિદેશી વસ્ત્રનો તનથી,
મળે તો મુક્તિ માતાને, કરે કુરબાની જો મનથી–૬
જમાડયા ભોજનો ભાવે, નથી ભૂલ્યો હુ જીવનમા,
સ્વહસ્તે કાંતીને ખાદી, સજાવી દે હવે તનમા–૭
સરસ ચરખો ધરી કરમા, સફલ કરી લે આ નરતનને
સુતરને તાતણે સ્હેજે, રીઝવ તુ ગાંધીના મનને–૮

( ૯૯ )

## રેંટીયાનું રટન અથવા પત્નિનો પતિને પત્ર.

( ગઝલ )

જીવનમા આ મઝા સ્વામી, ન દીઠી સ્વપ્નમા ક્યારે,
સુતરને તાતણે ચિતડું, ઠર્યું છે નાથ અત્યારે–૧
દિવસ ને રાત આનદે, વિતે છે કાતતા પ્યારા,
નકામી નારીઓ સગે, ગુમાવુ ના દિનો મારા–૨
નહીં નિંદા ગમે કોની, નથી ભમતી ગૃહે પરના,
પ્રભુ ગુણગાન ગાતા કાતતી રહી આગણે ઘરના–૩
નિહાળી ચારૂ આ ચરખો, સખી સૌ અતરે હરખે
શિખે છે કાતતા સ્નેહે, પરસ્પરનુ સુતર નિરખે–૪
સુદર્શન ચક્રની પૂજા, પ્રભુ સમજી કરૂ પ્રીતે,
મોહનના ગાનમા ઘેલી, થઇ ગોપી રહુ નિત્યે–૫
ગુરૂ ગાંધીજીને કહેજો, ગમે છે અંતરે ચરખો,
ધરી છે ખાદીની સાડી, હવે અગ ભક્તિને પરખો–૬

પરાયા દેશના વસ્ત્રો, તજીને મસ્ત છું મનમાં;
હવેથી ઝેર સમ સમજું, ન જોશો કોઇદી તનમાં-૭

તૂટયા તારો ગુલામીના, સુદર્શન ચક્રના તારે;
સ્વદેશી મંત્રને જપતાં, સુખે સ્વરાજ્ય છે મારે-૮

( ૧૦૦ )

## કચ્છની સમર્થ સુંદરી

કચ્છનાં પાણીને દિપાવું,
જીવન જ્યોત જગતમાં જગાવું. કચ્છનાં.

કચ્છની માટીથી બની આ કાયા,
કચ્છી બોલીની લાગી માયા;
"કુરો ખપે ?" કહેતાં મલકાવું....જીવન ૧

ગાંધીજીને મળવા ગઇતી,
ગુર્જરી ભૂમિમાં હું રહીતી;
"શું છે? કેમ છે?" કહી હરખાઉં....જીવન ૨

મહારાષ્ટ્રમાં જાતી રંગે,
"હિકઢે તિકડે" કહેતી ઉમંગે;
ચતુરાઇને ચિત્તમાં ચઢાવું....જીવન ૩

કર્નાટકમાં જાતી જ્યારે,
"ભરી કુંડરી" કહેતી ત્યારે;
કાનડીમાં ગીતો હું ગાવું....જીવન ૪

મારવાડની ભૂમિ દિઠી,
"અઠે કઠે" ની બોલી મીઠી,
જ્યા જાઉ ત્યા સૌને ભાવુ જીવન ૫

પંજાબના પ્રવાસે ફરતી,
"ઇધર ઉધર" ની વાતો કરતી,
દેશ પ્રેમની લગની લગાવુ જીવન ૬

આગ્લ ભૂમિનો લહાવો લીધો,
"લેટ મી ટેલ" કહી સુબોધ દીધો,
શિવકર જીવન બાગ બનાવુ. જીવન ૭

( ૧૦૧ )

## સ્વર્ગવાસી મુનિરાજશ્રી વ્રજપાલજી સ્વામીની અલ્પ પીછાન,

રાગ—બેગી તાન લાનણી

નિષ્કામી વ્રજપાલ સ્વામીના,
ગુણગણ ગાવે જૈન સમાજ,
ભવસાગરમા નાવિક ગણીને,
સમરે ગીતારથ ગુરૂરાજ ૧

કચ્છ દેશમા ઘેલડા ગામે,
કોઈયાશા વિશા ઓશવાળ,
સરલ સ્વભાવી પુન્યવત એ,
પટેલ પદવીના ધરનાર ૨

પ્રભાવશાળી એ નરવરની,
　　**જેઠીબાઇ** સુગુણી નાર;
પ્રતાપી આત્મા એ દેવીનાં,
　　ઉદરે આવે જગ હિતકાર. ૩
વિક્રમ અઢારસો છનુંમાં,
　　અખાત્રીજનો છે શુભ દિન,
દેવી સુતને પ્રસવે માતા,
　　બની અંતરમાં પ્રભુ પદ લીન. ૪
માત તાત હરખાયે ઉરમાં,
　　મોહક મનહર નિરખી બાળ;
જગપાલક થાશે સુત સમજી,
　　નામ દીએ તે તો **વ્રજપાલ.** ૫
વિક્રમ ઓગણીસોને બારે,
　　વૈશાખ શુદ પાંચમ પ્રખ્યાત;
લહે સંયમ **વ્રજપાલ** સ્નેહથી,
　　બને ભાવથી જગના તાત. ૬
સંયમ વાડીની રક્ષામાં,
　　સાવચેત રહે દિવસ રાત;
વિષય કષાય પશુ પંખીથી,
　　રહે સાવધ ચિત્તમાં ખરેખાત. ૭
લીન રહે નિત જ્ઞાન ધ્યાનમાં,
　　કરે ભાવથી જિનવર સેવ;
મોહ, મદ, માયા, મત્સર અરિથી,
　　રહે જાગ્રત ચિત્તમાં સ્વયમેવ. ૮

કલેશ, કંકાસ, કુસપ રોગનાં,
મૂલ ઉછેદે પ્રીતે જેહ,
સુલેહ, શાંતિ ને સપ વધારી,
કરે સાર્થક દુર્લભ નર દેહ ૯
ઓગણીસો ને ઉગણોતેરે,
પુજ્ય પદે આરૂઢ બને,
પરિષહ ને ઉપસર્ગ પ્રસંગે,
બને કદિ નવ દીન મને ૧૦
નમ્ર, સરલ ને શાંત ગુણોથી,
સકલ સંઘના મોહે મન,
દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ નિહાળી,
કરે પ્રવૃત્તિ રહી પ્રસન્ન ૧૧
આઠ કોટી મોટી પખ રક્ષક,
પંથ મમત્વ ન રાખે ચિત્ત,
વીર વચન અમૃતરસ પાને,
મસ્ત રહે નિશદિન ખચિત ૧૨
સ્થાનક ને મંદિરના ભેદો,
દૂર કરાવે આપી બોધ,
વીરના સુત સમજી સર્વેને,
કરે નહિ કદિ કો પર ક્રોધ ૧૩
રતન, કરમ, કેશવ પ્રતિબોધી,
સુપાત્ર સમજી કરે અણગાર,
જિન આગમના મર્મ બતાવી,
ઉતારે ભવ સાગર પાર ૧૪

**શ્યામ, કલ્યાણ, ગુલાબ, ઉત્તમનાં,**
થયા **રત્ન** ગુરૂવર ગુણધાર;
**કાનજીને** દે **શામજી** દિક્ષા,
સંયમ પર ધરી ઉરમાં પ્યાર. ૧૫
**નાગ, દેવ, દીપ, ઉમેદનાં** તો,
થયા **કાન** ગુરૂવર ગુણવાન;
સાધુ સાધવી સંયમ પાળે,
નવ ચૂકે કદિ કોઇ નિશાન. ૧૬
વિક્રમ ઓગણીસો ચોરાશી,
અખાત્રીજનો આવ્યો કાળ;
લઇ ગયો **વ્રજપાલ** મુનિશ્વર,
કરે રૂદન યુવક, વૃદ્ધ, બાળ. ૧૭
**સુંદરાવાસી** માને મનમાં,
થયા છત્ર વિનાના આજ;
નાના મ્હોટા ગામ નગરમાં,
સૌનાં મુખમાં એજ અવાજ. ૧૮
નાયક વિણ શાસન નવ શોભે,
મુનિમંડળ મળી કરે વિચાર;
**કાનજી** સ્વામી લાયક નાયક,
સર્વેનો એકજ નિરધાર. ૧૯
જેઠ શુદ પાંસમ ગુરૂવારે,
**સુંદ્રામાં** મહોત્સવ થાનાર;
આચારજ પદવી દેવાશે,
સૌનાં ઉરનાં એ ઉદ્ગાર. ૨૦

આમ ત્રણ સૌને દેવાયા,
નર-નારી મળી આવ્યા ખાસ,
કાનજી સ્વામી પૂજ્ય ગણાશે,
સર્વેના દિલમા એ આશ. ૨૧

કરશે શ્રી જિનશાસન રક્ષા,
ધરીને શિરપર જિનવર આણ,
**વીર** વચન વિસ્તરશે વિશ્વે,
માની આણા પ્રાણ સમાન ૨૨

બાળ લગ્ન કન્યા વિક્રયને,
વૃદ્ધ લગ્નના અધમ રિવાજ,
રહે નહિ શ્રી જિન શાસનમા,
એવી ધરશે ઉરમા દાઝ ૨૩

અવિદ્યા તિમીર વિદારી જ્ઞાને,
પથ મમત્વનો કરશે નાશ,
દેવને દુર્લભ માનવીઓના,
ઉરમા કરશે જ્ઞાન પ્રકાશ ૨૪

**દેવ** દિપશે દેવ પ્રમાણે,
કલ્યાણ કરશે જગ કલ્યાણ,
પરિમલ ગુલાબ સુવાસ આપશે,
શિવપ્રદ જિનવર કરી ગુણગાન. ૨૫

---

કચ્છ મુદ્રામા સવત ૧૯૮૪ના જેઠ શુદ પાચમને ગુરુવાર તા ૨૪-૫-૨૮

( ૧૦૨ )

## જગદ્ગુરૂ શ્રી હીરવિજયજીની જયંતી.

( જંગલમાં મારી ઝુંપડી એ ચાલ. )

જૈનધર્મનો ઉદ્યોત કરવાને કાજ, પ્રગટી વિભૂતી કલિકાલમાં;
વીર શાસનની જગમાં વધારવાને લાજ–પ્રગટી.

સાખી—

પંદરસો ત્રેયાશીની વિક્રમની એ સાલ,
નવમી માગસર શુકલની આવી કરવા નિહાલ;
જગજીવોની પ્રિતીથી કરવાને સેવ–પ્રગટી.
પધરાવવા અંતરમાં દેવાધી દેવ–પ્રગટી. ૧

સાખી—

પાલન પુરમાં પુન્યથી, કુંવર શાહને ઘેર,
પ્રસવે બાલક નાથીજી, વર્તે લિલા લ્હેર;
ઘરોઘરે જગાવવા ધર્મની સુજ્યોત (પ્રગટી).
પીવરાવવા સુસંપ સુધા કરવા ઉદ્યોત-(પ્રગટી) ૨

સાખી—

સુંદરયોગ નિહાલીને, રાખે હીરજી નામ,
શુભ સંસ્કારે એ સદા, કરે ધર્મનાં કામ;
તપ, જપ, વ્રત, દાનમાં પ્રગટાવે પ્યાર–પ્રગટી
જીવ દયાનો જગમાંહે કરવા પ્રચાર–પ્રગટી ૩

માખી—

વીજય દાનના બોધથી લે સંયમ સુખકાર,
હીરવિજય સૂરિ થયા, સંઘ સકલ હિતકાર,
રાગ રોષ મદ માનનો કરવા વિનાશ-પ્રગટી
ક્ષમાશાંતિની જગમાં પ્રસારવા સુવાસ-પ્રગટી ૪

માખી—

પ્રતિ બોધી સમ્રાટને કરાવે હિંસા દૂર,
તિરથની રક્ષા કરી નિકટ કરે શિવપૂર,
મિટાવવાને જગના ત્રિવિધ સંતાપ-પ્રગટી
શિવકર શ્રી સંઘમાંહે સ્થાપવા પ્રતાપ પ્રગટી ૫

( ૧૦૩ )

પૂજ્ય આચાર્ય મહારાજ—

## શ્રી વિજયવલ્લભસૂરિજીનો જન્મોત્સવ.

રાગ બંગી તાન લાવણી

"અમર રહો શ્રી વિજય વલ્લભ સૂરી"
ઘર ઘરમાં સૌ કહે છે આજ,
મળીયો જન્મ દિવસ ઉજવવા,
ગામો ગામનો જૈન સમાજ ૧

રટન કર્યું શ્રી વીર નામનુ,
જીન શાસનની કીધી સેવ,
રહ્યા નિરાલા જલ કમલ સમ,
ભજ્યા ભાવથી જીનવર દેવ ૨

હોય ન નિષ્ફલ ઉર અભિલાષા,
 સાધક સિદ્ધી પદ વરનાર;
શ્રી જિનવરનાં નામનો ડંકો,
 નજરે દીઠા વગાડનાર ૩

વિદ્યા કલા સંયમ તપ સેવા,
 ક્ષમાદિ ગુણની પહેરી માલ;
જન્મ સફલ કરવા કર ધરીયો,
 શ્રદ્ધા ને ભક્તીનો થાલ ૪

યશસ્વી જીવન જીવી જાણ્યું,
 કેલવણીનો કરી પ્રચાર;
વલ્લભ થયા જગતને વલ્લભ,
 પતીતોનો કરીને ઉદ્ધાર ૫

લગની લગાડી પ્રભુ ભકિતની,
 મસ્ત બનાવ્યા નર ને નાર;
ભકિતની બૂટી પીવરાવી,
 ભકત જનોપર રાખી પ્યાર. ૬

સૂર્ય શશિ સમ તમ હરવાને,
 જગાવી શિવકર જ્ઞાનની જ્યોત;
રિપુ દલને દલવા રહ્યા જાગ્રત,
 અવની પર કરવા ઉદ્યોત. ૭

( ૧૦૪ )

## માંડોલીમાં મહોત્સવ

### જગદ્ગુરૂ આચાર્યદેવશ્રી વિજયશાંતિસૂરીશ્વરનાં મંદિરનાં ઉદ્‌ઘાટન નિમિત્તે રચાયેલું પદ.

આબુજી પર વસનારા રે, છો ગુરૂવર જગહિતકારા,
પ્રભુ પ્રેમામૃત પાનારા રે, છો શાંતિ સુધાના કયારા
આબુજી૦

મન મંદિરમાં આવો વહાલા ! વૃથા કરાવો ન કાલાવાલા,
જન મન વશ કરનારા રે, છો શાંતિ સુધાના કયારા.
આબુજી૦ ૧

વિરહાનલના તાપ મિટાવો, ગુરૂદેવ! કરૂણા વરસાવો,
ત્રિવિધ તાપ હરનારા રે, છો શાંતિ સુધાના કયારા,
આબુજી૦ ૨

વિશ્વ પ્રેમના પાઠ પઢાવો, દિવ્ય જીવનનો નાદ સુણાવો,
ભાવ ભક્તિ ભરનારા રે, છો શાંતિ સુધાના કયારા
આબુજી૦ ૩

વિશ્વધર્મની વાતો ન્યારી, સમતા પ્રગટે પ્રભુતા પ્યારી,
ઋદ્ધિ સિદ્ધિ વરનારા રે, છો શાંતિ સુધાના કયારા
આબુજી૦ ૪

વીરની વાતો વીરજ જાણે. પામરજન પ્રભુને ન પીછાણે,
શિવ પદમાં રમનારા રે, છો શાંતિ સુધાના કયારા
આબુજી૦ ૫

( ૧૦૫ )

# શ્રી જીનદત્ત સુરીશ્વરની જયંતિ

## તેમનાં જીવનમાંથી લેવાનો બોધ

રાગ—ભૈરવી તાલ ત્રિતાલ

શ્રી જીનદત્ત સૂરીશ્વર સાહેબ, સ્મરીયે સ્નેહે સુખકારી;
જિન શાસનને ઉજવલ કરવા,
આવ્યા હિન્દે હીતકારી— શ્રી૦ ૧
સજ્જ થયા સંયમ લેવાને,
લઘુ વયમાં હિમ્મતધારી;
અલ્પ કાળમાં આચારજની,
પામ્યા પદવી પ્રીયકારી— શ્રી૦ ૨
ચમત્કારને નમસ્કાર છે,
એ સિદ્ધાંત કર્યો સાચો;
અગાધ શક્તિ નિહાળવાને,
પ્રેમ ધરી જીવન વાંચો— શ્રી૦ ૩
પ્રભાવશાળી ગુરૂવર સ્મરતાં,
ગુણ ગણની વૃદ્ધિ થાશે;
આત્મીક શક્તિ નિર્મલ થાતાં,
દુર્બલતા ન રહે પાસે— શ્રી૦ ૪
વર્તમાન શાસનની હાલત,
નિરખે દાદા જો આવી;
તો અંતરમાં ખેદ ધરીને,
પાડે અશ્રુ દયા લાવી— શ્રી૦ ૫

શિષ્ય મોહ ને કીર્તિ કામના,
મુનિ વર્ગમા દેખાયે,
ગચ્છમત, પથને સપ્રદાયના,
ઝગડા પગ પગ પેખાયે— શ્રી૦ ૬

ક્ષમાશ્રમણ પદ ભૂલ્યા કેઇક,
ક્રોધ વન્હીથી ધમધમતા,
'હુ છુ મોટો એ છે નાનો'
એમ વદી ભવમા ભમતા— શ્રી૦ ૭

શીતલ ચદન તસ બને ને,
સરોવરે જો લાગે આગ,
રક્ષક જ્યારે ભક્ષક થાયે,
સુખ શાતિ તવ કરતી ત્યાગ— શ્રી૦ ૮

સાત, આઠ, નવ, બાર વર્ષના,
બાળકને મુનિપદ દેવાય,
પાત્રા પાત્ર વિવેક ન રાખે,
પોતે પદવીધર કહેવાય— શ્રી૦ ૯

પાચ પાઇ કરમા લઇને ઠો,
મદમત્ત ગજવર લેવા જાય,
કદોઇને હાટે અતે,
સુખે ખાકના લઇને ખાય— શ્રી૦ ૧૦

ચેતો ચેતો ચતુરો ચિત્તમા,
જગમા જિન શાસન વગોવાય,

વીર વેશને લજાવે કેઈક,
કેઈક તો પુનઃ ગૃહસ્થી થાય—શ્રી૦ ૧૧

તન મન ધન નિજ અર્પણ કરીને,
જિન શાસનને શોભાવો;
શિવ પદ દાયક ગુરૂવર સમરી,
જીવનનો લઇ લ્યો લહાવો— શ્રી૦ ૧૨

( ૧૦૬ )

## જીવન રહસ્ય અને જૈનોનું કર્તવ્ય

રાગ ભૈરવી-તાલ લાવણી.

### **સંસ્મરણો.**

જિન શાસન રક્ષક મુનિવરશ્રી,
**મોહનલાલજી** નિત્ય સમરો;
ગુરૂવરનાં વચનો ગણી ગુણકર.
શિરપર ભક્તિ ભાવે ધરો....જિન-૧.

તાત બહાદુર **બાદરમલ** ને,
**સુંદરી** જનની સુખ કરનાર;
બ્રહ્મરૂપ બ્રાહ્મણ જ્ઞાતિમાં,
**ચાંદપુરે** લીધો અવતાર....જિન-૨.

મનહર **મોહન** નામ સીઠડું;
કાયા કોમળ કુસુમ સમાન;
શૌમ્ય શશિસમ વદન કમળને,
શક્તિ ભક્તિ, બુદ્ધિ નિધાન....જિન-૩.

નવ વર્ષે માબાપ બાળને,
કરે યતિવરને સ્વાધીન,
પદર વર્ષે લહે યતિદિક્ષા,
બને નહિ અતરમા દીન જિન-૪.

ગુણ વિણ વેશ મુનિનો નિરખી,
મુન્જાયે મોહન મનમા
કરે ચિકિત્સા દિલ દર્દોની,
થાયે વિરકત તન—ધનમા જિન-૫

નામ યતિનુ ગુણો ગૃહસ્થના,
મોહન મનને નવ ભાવે,
કરે ઉદ્ધાર યતિપદનો ઝટ;
સવેગી પદ શોભાવે.. જિન-૬

પાલી, શિરોહી પાટણ ને,
જોધપુર, અજમેર, ગયા,
મુબઇ, સુરત, ફ્લોદિ આદિ,
ગ્રામે ચાતુર્માસ રહ્યા .જિન—૭.

જશ, કાંતિ, ઉદ્યોત, રાજ, દેવ,
હેમાદિ શિષ્યો કીધા,
દુખકર ભવથી તારવા કાજે.
જ્ઞાન તણા દાનો દીધા. જિન—૮

પાત્રીશ વર્ષ રહ્યા યતિ રૂપે,
બત્રીશ સવેગી પદમા,

ઉભય સ્થિતિમાં રહી ઉર જાગ્રત,
સમતા રાખી વિપદમાં....જિન—૯.

દેહોત્સર્ગ કર્યો સુરતમાં
ત્રેસઠની એ વસમી સાલ;
ચૈત્ર વદિ દ્વાદશીનો દિવસ,
લાવ્યો ઘાતક ક્રુરરે કાળ....જિન-૧૦.

વ્યાપ્યો શોક સુરતમાં ભારે,
થયો હિન્દમાં હાહાકાર;
નરનારી દુઃખમાં સહુ ડુબ્યા,
સર્વત્ર છાયો અંધકાર....જિન-૧૧.

## પ્રતિજ્ઞા પાલન.

"વીર ધર્મની વિજય પતાકા,
ફરકાવું હું ચારે પાસ;"
શુદ્ધ હૃદયનાં એ ઉદ્ગારો,
વર્ત્તનમાં ઉતાર્યા ખાસ....જિન-૧૨.

## સુધારણા.

દ્વાર ઉઘાડયા મુંબાઇનાં,
મુનિમંડળમાં કીધી પહેલ;
જાગ્રત કીધાં નરનારી સહુ,
કરી બોધામૃત રેલંછેલ....જિન-૧૩.

વર્તાવ્યો આનંદ સંઘમાં,
કરી શાસનની સ્નેહે સેવ,

સંગઠન—શુદ્ધિના મર્મો
સમજાવ્યા સંઘને સ્વયમેવ ..જિન-૧૪

**શ્રી સંઘને ફરમાન.**

" એક તાતના છો સતાનો,
સપી કરજો ધર્મ પ્રચાર, "
સભારી એ વચન ગુરૂના,
વીર ધર્મનો કરો વિસ્તાર ..જિન-૧૫

**જૈનોનું કર્તવ્ય.**

ચેતો ચેતો ચિત્તમા સર્વે,
દિન દિન કોમની હાની થાય,
કલેશ, કકાસ, કુસપ વધ્યો છે,
મોહનના વચનો વિસરાય જિન-૧૬
સંઘની સાપત સ્થિતિ નિહાળી,
મોહન કેવા કરે વિચાર ?
એ પ્રશ્નો પૂછી અતરને
રોગ વિનાશક કરો ઉપચાર જિન-૧૭
દેવ ગુરૂ-ને ધર્મ જગતમા,
મુક્તિના હેતુ કહેવાય,
કર્મ બધના બન્યા તે કારણ,
મોહનથી તે કેમ જોવાય ? જિન-૧૮.
લગ્નાદિ ગીતો ને સુધારો,
કરીને સંપ સુધાગ્મ પાન,

સુખકર **કેળવણી** ખી વાવો,
ગણીને **ગુરૂવર** વચન પ્રમાણ....જિન-૧૯.
**મોહન** જીવન ગણી નાવ સમ,
ભવિયો ! ઉતરજો ભવ પાર;
**સુકાની** સમજી ગુરૂ **આજ્ઞાને,**
સુખમય કરો દુઃખમય સંસાર....જિન-૨૦
**મોહનની જય** બોલો સર્વે,
**મોહન**ના ગુણગાન કરો;
**મોહન** જીવન રાખી દૃષ્ટિમાં,
'શિવ' લેવા જગમાં વિચરો....જિન-૨૧.

( ૧૦૭ )

પાલીતાણા ગુરૂકુળના સ્થાપક મુનિશ્રી
ચારિત્રવિજયજીના ગુણગાન.

## જયંતિ પ્રસંગેનું ગીત

રાગ-ભૈરવી લાવણી.

ચારિત્રવિજય મુનિની સેવા, સાચો જૈનો નિત્ય સ્મરે;
ગુરૂકુલ કલ્પતરૂને પેખી, ગુરૂગુણ ગાઈ ઉરમાં ઠરે. ૧
"મુનિ નથી હું છું સંઘસેવક" એ વચનો વદતા નિત્યે;
કરજદાર સમજી પોતાને, ગુરૂકુળ કાજે મથે પ્રીતે. ૨
"સીપાઈ છું પ્રભુ મહાવીરનો" એમ મુખે નિત ઉચરતા;
ઉત્સાહ સાહસ ધીરજ ગુણથી, વિઘ્ન વિલોકી નવ ડરતા. ૩

કચ્છી પાણી છુપુ ન રહે, કિમ્મત છે એ પાણીની,
પાણી વિના કિમ્મત કો ન કરે, અસિ, મોતી, નર, વાણીની ૪
કચ્છી જૈનો કેમ વિસારે ? એ બહાદુર કચ્છી નરને,
સેવાથી શોભાવ્યુ જીવન, નમન કરો એ નરવરને ૫
સ્મારક સમજી ગુરૂકુળને, સહાય કરો સદભાવ ધરી,
આ યુગના મુનિઓ એ પથે, તારી સઘને જશે તરી ૬
ભાવી સઘ નિર્માણ કરીને, તન ને મનના રોગ હરી,
તન મનના બહાદુર બનાવો, શિવ કહે વરશો શિવસુદરી ૭

( ૧૦૮ )

## આબુજીની અદ્ભુત મૂર્તિ

કોઇ કહેજો જોગીડાને—એ ચાલ

મહાભાગ્યે અદ્ભુત મૂર્તિ મળી,
સાધુ રૂપે દિઠી સાધુતા મે ખરી,
જેણે આડબરતા અળગી કરી,
એવી મૂર્તિ મનોહર સુજને મળી મહા

રોમે રોમે મને સાધુતા ગમતી,
ચિત્ત વૃત્તિઓ સાધુતામા રમતી,
એ સાધુતા નિરખી વૃત્તિ ઠરી સાધુ ૧

જેને અર્થે હુ તિરથોમા ભમતો,
સાધુ વેશ નિહાળી પ્રીતે નમતો,
એ સાધુતા મૂર્ત બની સાપડી સાધુ ૨

**આબુજી** પર મુજને એ મૂર્તિ જડી,
આવી જીવનમાં અણમોલી ઘડી;
દેખીને દિલડાની બારી ઉઘડી. સાધુ. ૩

**નખી** સરોવર પર ઇશ્વર સમરે,
**રઘુનાથને** ઉરમાં એ પ્રગટ કરે;
હરિજનમાં હેતે નિરખે હરિ. સાધુ. ૪

**દામોદરદાસ** સુંદર નામ હતું,
જેવું નામ હતું તેવું કામ હતું;
હતી ઉરમાં ભાવને ભક્તિ ભરી. સાધુ. ૫

સહેજે ઉરમાં જ્ઞાન પ્રકાશ થયો,
હિમાલય પરે અવિચલ રહ્યો;
દીન દુઃખી જનોની વિપદા હરી. સાધુ. ૬

અંતરમાં આત્મિક મસ્તી હતી,
જંજાળ ઉપર વિરક્તિ હતી;
કર્ત્તવ્ય ગણીને સેવા કરી. સાધુ. ૭

કીર્તિ, કામીની, કંચનથી ડરતા,
સુવાસ ગુણોની ઉરે ભરતા;
નવ ગમતો જેમને દંભ જરી. સાધુ. ૮

**રામશોભાદાસ** નામે શિષ્ય મળ્યા,
ગુરૂ ભક્તિમાં જેમનાં ગાત્ર ગળ્યા;
કરૂં વંદન **શિવકર** ગુણ સમરી. સાધુ. ૯

( ૧૦૯ )

## શ્રી વિજયધર્મસૂરિ રજતજયંતી મહોત્સવ
## ઉવારસદ તા. ૧૦-૧૧ મે ૧૯૪૭
## મહુવાનો કર્મવીર

રાગ—મીશ્ર ભીમપલાસ તાલ ત્રીતાલ

અવિદ્યા હરવા, પ્રભુ પદ સ્મરવા,
ગુરૂવર આવ્યા, ઉદ્યોત કરવા—અવિદ્યા૦

મહુવાને પાવન કરે, જન્મ લહીને ખાસ,
કમળા ઉદરે આવીયા, કરવા જ્ઞાન પ્રકાશ–
આવ્યા ઉદ્યોત કરવા—અવિદ્યા૦ ૧

વધામણી સુતની સુણી, રામચંદ્ર હરખાય,
વીશા શ્રીમાળી સહુ, પ્રફુલ્લ ઉરમા થાય–
આવ્યા૦ ૨

મૂળચંદ નામે જગે, થયો એ બાળ પ્રસિદ્ધ,
ઉભય બધુની સાથમા, ખેલ કરે વિધવિધ આ૦ ૩

કરે વૃદ્ધી મદ્ ધર્મની, વૃદ્ધીચંદ મુનિરાજ,
ગુરૂવર માની તેમને, લે સયમની જાજ આ૦ ૪

ધર્મવિજય શુભ નામથી, મહુવાનો એ વીર
વિચરે ગામો ગામમા, સકટમા ધરે ધીર આ૦ ૫

વિદ્યાવૃદ્ધી કારણે, કરે કાશીમા વાસ,
વિદ્વાનો પેદા કરે, આણી ઉરે ઉલ્લાસ આ૦ ૬

**શાસ્ત્રવિશારદ** પદ લહે. **જૈનાચાર્ય** કહેવાય;
**વિજયધર્મ**સૂરિ તણા, ભક્તો મળી ગુણ ગાય,
આવ્યા૦ ૭

ચકીત થયા પંડીત સહુ, જોઈ **ધર્મ**ની જ્યોત;
**પશ્ચિમના** પંડીત કહે, **"આવ્યા કરવા ઉદ્યોત"**
આવ્યા૦ ૮

ઉત્સાહ, હિમ્મત, ધૈર્યનાં, લે કરમાં હથિયાર;
**શિવપદ** પ્રાપ્તી કારણે, સેવામાં ધરે પ્યાર.
આવ્યા૦ ૯.

( ૧૧૦ )

## જાગ્રત સુકાની

મીઠાં લાગ્યાં છે મને આજનાં ઉજાગરા—એ ચાલ.

રસનાનો લહાવો લેવા ઉમંગથી,
કરશું ગુરૂવર ગુણ ગાન રે;
ધર્મજ્યોત જાગી જીગરમાં–રસનાનો૦

ક્ષણીક માન પાન લેવાને અર્થે,
નેતાઓ ભૂલ્યા નિજ ભાન રે. ધર્મ૦ ૧

ચારે દિશામાં કિર્તિ પ્રસરાવવા,
કરે જીવન કુરબાન રે. ધર્મ૦ ૨

માન રૂપી મદિરાનાં પાનથી સુકાનીઓ,
ભ્રમથી થયા હેવાન રે. ધર્મ૦ ૩

ધર્મ વિજય તવ જાગ્યા જીગરમા,
લીધુ નિજ કરમા સુકાન રે. ધર્મ૦ ૪
ઉદ્યોત અર્થે સમર્થ ગુરૂવર,
સમ ગણે માન અપમાન રે ધર્મ૦ ૫
**વિજય ધર્મ** વિણ જિન શાસનમા,
કોણ કરે દૂર અજ્ઞાન રે. ધર્મ૦ ૬
શિવકર જ્ઞાનની જ્યોતિ જગાવવા,
સજ્જ થયા અર્પવાને પ્રાણ રે ધર્મ૦ ૭

( ૧૧૧ )

## નિડર યોદ્ધો

જોટે ઝુલે તલવાર—એ ચાલ

કરવા જગ ઉપકાર,
ઉરમા જ્યોતિ જગાડે—કરવા૦
મહુવાનો કર્મવીર, ધીર ગણાયે,
ડોલે ન દિલમા લગાર. ઉરમા ૧
**ધર્મવિજય**નુ નામ ધરાવે,
કરવા ધર્મ પ્રચાર ઉરમા ૨
કાશીમા વાસ કરે વિદ્યાને અર્થે,
શાસનના શણગાર ઉરમા ૩
ઉત્સાહ, ઉદ્યોગને હિમ્મત ધીરજ,
એ છે જેના હથિયાર ઉરમા ૪

વીરનાં સુત સહુ સંસ્કારી કરવા;
કરે ઉરમાં નિરધાર. ઉરમાં. ૫

શિવ કરનારી સેવાની સુખડી;
ખવરાવે ધરી પ્યાર. ઉરમાં. ૬

( ૧૧૨ )

## શ્રી રાજચંદ્ર જયંતિ.

રાગ ભૈરવી તાલ લાવણી.

"રવિસુત **રાજચંદ્ર**ની જય હો,"
એમ કહે ગુણીજન સૌ આજ;
વિદ્યા, વિનય, વિવેક, વિલોકી,
માને માનવના શિરતાજ. ૧

સુખ આપ્યું નિજ માત તાતને,
સુખી કર્યાં બંધુ-સુત-નાર;
તત્ત્વ દ્રષ્ટિયે રહ્યા નિરંજન,
માન્યા મુમુક્ષુઓ પરિવાર. ૨

રાગ દ્વેષ અરિઓ ભય પામ્યા,
મોહ, મદ, માન રહ્યા નવ પાસ;
જડ નયણોથી ગૃહસ્થી દેખાયા,
મુમુક્ષુઓ માને મુનિ ખાસ. ૩

ચંદ્ર સમાન શીતલતા જેમાં,
સૂર્ય સમાન છે જ્ઞાન પ્રકાશ;

દ્રવ્ય ગુણ પર્યાય પીછાણી,
　　ગુણ સ્થાનકની કરી તપાસ　　　૪

નિજ પરના કલ્યાણને કાજે,
　　આવ્યા ભારતમા ગુરૂરાજ,
જગ જીવોના નયન ઉઘાડયા,
　　સંત જનોને દીધો સાજ　　　૫

યશસ્વી જીવન જીવી જગમા,
　　અલ્પ સમયમા કીધુ કામ,
હોહા કે ધામ ધુમ કર્યા વિણ,
　　પામ્યા શાતિથી શિવ ધામ.　　　૬

( ૧૧૩ )

## અગાસના સંત

અમર છે અવનીમા સંત એ અગાસના,
　જગે વિસ્તરી સુગુણ પુષ્પ વાસના—અમર છે

લઘુરાજ નામે પ્રસરી સુનામના,
　જેમને હતી ન નામનાની કામના,
　　અભિલાષી હતા દિવ્ય ધામના—અમર ૧

દિવ્ય જ્યોતિ ઝગમગતી ભવ્ય ભાલમા,
　'સત્ય' જાણવાનુ કહેતા જે વહાલમા,
　　જોતા જોડી જડે ના આ કાળમા—અમર ૨

શાંત મૂર્તિ હતી મુનિ વેષમાં,
નમ્રતા ને સરળતા વિશેષમાં;
વિખ્યાતિ થઇ દેશોદેશમાં—અમર ૩

કરી સાધના ઉમંગે અગાસમાં,
સ્થાપી શાંતિ નિર્મળ એ 'નિવાસ' માં;
કદિ પડયા નહિ મોહ પાશમાં—અમર ૪

રાગ—રોષ—મોહ વૈરીઓને મારતા,
ધર્માધર્મના સુ મર્મને વિચારતા;
જિન ભક્તિ અંગોઅંગ માંહિ ધારતા—અમર ૫

ધર્મ ધ્યાનમાં જે સમયને વિતાવતા,
સત્સંગીઓને અંતરમાં ભાવતા;
ભેદ ભાવ કદિ ચિત્તમાં ન લાવતા—અમર ૬

સુખકારી 'શીયલ' ને પ્રસારતા,
અનુકંપાથી 'અધમો' ઉદ્ધારતા;
ત્રિવિધ તાપે 'તપેલા' ને ઠારતા—અમર ૭

**રાજચંદ્ર**ને જે દેવ રૂપે દેખતા,
ભવસિંધુમાં 'નાવિક' એ લેખતા;
**રાજ** વચનોમાં 'પ્રભુતા' પેખતા—અમર ૮

જે વિરાગતા વિલોકી શક્યા **રાજ**માં,
નિજ જીવન વિતાવ્યું **રાજ**કાજમાં;
નવ લુટાણા જે લોક લાજમાં—અમર ૯

સદા ગ્હેતા જે **રાજ** ગુણ ગાનમાં,
માની મુક્તિ જીવનના દાનમા,
માન્યુ જીવન કૃતાર્થ **રાજ** ધ્યાનમા—અમર ૧૦

શક્તિ **રાજની** પૂરેપૂરી પીછાનતા,
**રાજ** સગમા સફ્ળ જીવ્યુ જાણતા,
**રાજ** છાયામા **શિવ** સુખ માનતા—અમર ૧૧

---

૧ કાર્તિક સુદિ પુર્ણીમા, સવત ૧૯૯૪ તા' ૧૮-૧૧-૩૭
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ

( ૧૧૪ )

## વડવાનો વીર[૧]

( ગમખાણ વાગ્યા હોય તે જાણે ) એ ચાલ

**વડવાનો વીર** અમને અતરમા ભાવે,
સત્સગે લગની લગાવે—વડવાનો૦

**રાજનગર**મા પુન્ય પ્રભાવે, **મહોકમચંદ** ઘેર આવે,
મધુર વચનથી જન મન હરવા, **પોપટ** નામ ધરાવે.
વડવાનો૦ ૧

તાત્ત્વિક બોધ તણી અભિલાષા, ચિત્તડામા પ્રગટાવે,
સુગુરૂ જ્ઞાની ખોજે ખતે, વિવેક જ્યોત જગાવે
વડવાનો૦ ૨

સાધુ સન્યાસી યતિ પાસે, મતને અર્થે જાવે,
માયાવિ પાખડી પેખી, હઠ કરી હૈયુ હઠાવે
વડવાનો૦ ૩

અંગોઅંગ ઉમંગ ધરીને, સુગુરૂ શોધ ચલાવે;
**રાજચંદ્ર** જ્ઞાની ગુરૂ મળતાં, ઉરમાં અતિ હરખાવે.
વડવાનો૦ ૪

**રાજચંદ્રને** સુગુરૂ સમજી, દિલડામાં પધરાવે;
રાજનાં નામની વાડી બનાવી, સમ્યક્ બીજો વાવે.
વડવાનો૦ ૫

ભવ્ય ભાવના ભાવી દિલડું, દેવ સમાન દિપાવે;
રગ રગમાં પ્રીતિ પ્રગટાવી, **રાજનાં** ગુણ નિત ગાવે.
વડવાનો૦ ૬

ઉત્સાહ હિમ્મત ધીરજ ધરીને, જીવન જંગ જમાવે;
પરિષહને ઉપસર્ગો સહેતાં, દીનતા દિલમાં ન લાવે.
વડવાનો૦ ૭

મુમુક્ષુઓ પર વહાલ ધરીને, સત્ય તત્વ સમજાવે;
મનડાની મુજવણને મીટાવી, બહાદુર સહુને બનાવે.
વડવાનો૦ ૮

ભક્તિ સુધારસ પ્રેમ ધરીને, પિપાસુઓને પાવે;
સદ્ગુણ સુખડી સ્નેહે ચખાડી, શિવકર પંથ બતાવે.
વડવાનો૦ ૯

---

૧ કાર્તિક સુદ ૧૫ સંવત ૧૯૯૫ તા. ૭-૧૧-૩૮
મુ. મદડા શીહોર થઇ ( કાઠીયાવાડ ).

( ૧૧૫ )

## રાંકનું રતન.

( ગગ-ભૈરવી તાલ ખેમટો )

કોઈ સાધુ સન્યાસી યોગી ને યતિ !
બતાવો અમારૂ એ રાકનુ રતન્,
પ્રાણુ અર્પીને એનુ કરશુ જતન્,
બતાવો અમારૂ એ રાકનુ રતન્-કોઇ

કચ્છ દેશમા એણે લીધો અવતાર,
શ્રી વેદમા આવીને કીધો ઉદ્ધાર,
એનુ રાખવામા આવ્યુ નામ રતન્-બતાવો ૧

એના નિરમલ નયનો ઉરમા ગમે,
એની મનહર મૂરતિ મનમા રમે,
એ યોગીનીનુ અમે કરીએ રટન્-બતાવો ૨

એની વાણીમા જાદુઈ શક્તિ હતી,
એના ઉરમા ભાવ ને ભક્તિ હતી,
એના ચરણે અમારા છે તન-મન-ધન્-બતાવો ૩

એના દિલડામા સ્વર્ગીય શાતિ હતી,
એનાં સંગથી ભય ને ભ્રાતિ જતી,
કર્યું વૃત્તિઓનુ એણે સહેજે શમન્-બતાવો ૪

એનાં દિલડાનાં દ્વારો હતાં ઉઘડયાં,
એનાં પૂર્વનાં પૂન્ય તરૂઓ ફળ્યાં;
એણે નિવાર્યાં ભવનાં આવાગમન્—બતાવો. ૫

એની શાંતિએ સહુને શાંત કર્યાં,
એની સમતાએ તખ્તનાં તાપ હર્યાં;
એણે ઉત્પન્ન કીધું ગુણોનું ચમન્—બતાવો. ૬

એણે સત્સંગે સર્વદા પ્રીતિ ધરી,
મૃદુતા એને રોમે રોમે ભરી;
એને ઉલ્લાસથી સહુ કરતાં નમન્—બતાવો. ૭

દિવ્ય દૃષ્ટિએ જગને એ જોતી હતી,
દીન દુઃખીનાં આંસુઓ લ્હોતી હતી;
એનાં મીઠડાં બોલો કરે છે ગુંજન્—બતાવો. ૮

એણે મોહ અરિને તાબે કર્યો,
એની પાસે જતાં અહંકાર ડર્યો;
એણે કર્યું કુવાસનાઓનું વમન્—બતાવો. ૯

જડ ચેતનને એણે ભિન્ન ગણ્યા,
જ્ઞાન અસિથી એણે કર્મો હણ્યા;
સમજીને કર્યું એણે સ્વરૂપ રમણ—બતાવો. ૧૦

એને ભાવમાં મુક્તિ રમતી હતી,
એની સંગત સહુને ગમતી હતી;
**શિવ** પદનું એ કરતી સમરન્—બતાવો. ૧૧

( ૧૧૬ )

## કચ્છની સરોજની

ગગ ભૈરવી—તાલ ખેમટો

(કોઈ કહેજો જોગીડાને જઇને હો રાજ) એ ચાલ.

જેનુ સેવાના રગે રગાયુ જીવન,
એ દેવીના દર્શનની અભિલાશ,
કરે અર્પણુ દેશને તન, મન, ધન,
એ દેવીના દર્શનની અભિલાશ જેનુ

પ્રગટી એ પુન્યે હાલાપુરમા,
દેશ પ્રેમની જ્યોત એના ઉરમા,
એણે પ્રસરાવી જગમા કચ્છની સુવાસ. એ દેવીના ૧

પાનબાઈના નામે થઈ એ પખ્યાત,
તાત ઠાકરશી થયા એથી વિખ્યાત,
કરે લઘુ વયમા સત્સગમા વાસ એ દેવીના ૨

મ્હોટી બ્હેન કંકુબાઈ ઉરની ઉદાર
પાન રૂપી તરૂની કરે એ સભાળ,
ગીર્વાણુ ગીરાનુ કરાવે અભ્યાસ એ દેવીના ૩

દીઠો એણે અતરમા સસાર અસાર,
બ્રહ્મચર્યમા એને દેખાણોજ સાર,
સત્ય તત્વની એ નિત્ય કરતી તપાસ એ દેવીના. ૪

ગણે **ગાંધીજીને** ઉરમાં સરદાર,
કરે દેશ સેવાનો પ્રીતે નિરધાર;
સુ વિવેકથી કાપે મોહનો પાશ. એ દેવીનાં, ૫

વીરતા એને રોમે રોમે વરી,
સમતા રસ રૂપી સુધા પી ઠરી;
સત્કાર્યોમાં એને આવે છે ઉલ્લાસ. એ દેવીનાં ૬

ગણે **ઝેલને મ્હેલ** સદા એ મને,
એને રહી ન મમતા લેશ તને;
વિષ જેવો ગણે વૈભવ ને વિલાસ. એ દેવીનાં. ૭

એને **સરોજની કુચ્છની** સૌ કહે,
એનાં વ્યાખ્યાનો સુણવા દિલડું ચહે;
એના દિલમાં રહે સત્ય જ્ઞાન પ્રકાશ. એ દેવીનાં. ૮

એને નિર્ભયતા ને ટેક ગમે,
એનું મનડું સદા **શિવ** પદમાં રમે,
સત્ય અહિંસામાં એને છે વિશ્વાસ. એ દેવીનાં. ૯

(૧૧૭)

## કુચ્છની કોયલ.

(હે ઉપકારી એ ઉપકાર તમારો કદિય ન વિસરે—એ ચાલ.)

ભારત ભક્તો ! સૌ સુણજો સ્નેહે, દેશ સેવિકાની કથા;
એ કોયલનાં ટહુકારો સ્મરતાં, થાયે અંતરમાં વ્યથા.

—ભારત૦

હતી કોયલ એ કચ્છને પ્યારી,
નલીયામા સુવાસ ભરનારી,
તાત્વિક જિજ્ઞાસા ધરનારી—ભારત૦ ૧

કોડીલુ કુંવર નામ ધરે,
મધુકર સમ ગુણ મકરંદ ભરે,
સત્સગ તિર્થમા એ વિચરે—ભારત૦ ૨

હતી એના તનમા સુદરતા,
વાણીમાં પ્રિયકર મનહરતા,
મહુ સ્તવુતા એની નિડરતા—ભારત૦ ૩

સુભાવ ભકિત એને ભાવે,
સુમધુર કઠે પ્રભુ ગુણ ગાવે,
કોયલડીને પણ શરમાવે—ભારત૦ ૪

ગુજરાતમા પરિષદ થઇ પહેલી
સુણી ગીત કુંવરના થઇ ઘેલી,
એ દેવીની કિર્તિ ફેલી—ભારત૦ ૫

કરે કદર ઉરે ગરવા ગાંધી,
'કોયલડી' ન્હી પ્રીતિ બાધી,
ભારત સગે સાંકળ સાધી—ભારત૦ ૬

ખેડા છીલ્લામા ગઈ ખતે,
ટ્ઠી સ્તવના એની ત્યા સતે,
સ્મગતી જે ભાખ્યુ ભગવતે—ભારત૦ ૭

**સોરઠ**ને પણ એ નિહાળ કરે,
**વઢવાણ**નાં વતની નવ વિસરે;
**કુંવરબાઇ**નાં ગુણ સમરે—ભારત૦ ૮

**દક્ષિણ** જવાની પહેલ કરી,
ગ્રામાનુ ગ્રામે ત્યાં વિચરી;
મહીલાઓની ભ્રમણાને હરી—ભારત૦ ૯

**મીરાં** જેવી એ ભક્ત હતી,
**મહાવીર** પ્રભુમાં રક્ત હતી,
અંતરમાં અતિ વિરક્ત હતી—ભારત૦ ૧૦

**ગાંધીજી** પર ધરતી પ્રીતિ,
સૌને ગમતી એની નીતિ;
ચાહતી ચિત્ત લોકોત્તર રીતિ—ભારત૦ ૧૧

હેતેં હિન્દની સેવા કરતી,
સદ્બોધ દેવાને એ ફરતી;
વિપદા દેખીને નવ ડરતી—ભારત૦ ૧૨

વીરતા એને ઉરમાં ગમતી,
કષ્ટોને ધીરજથી ખમતી;
શિવ પદમાં એ રંગે રમતી—ભારત૦ ૧૩

(૧૧૮)

## અનેગીરીની સુલસા

( અમર છે અવનીમા સત એ અગાસનાં ) એ ચાલ

ગઇ ક્યા ? અમને મૂકીને તું **માવડી !**
થઈ કેમ ? **માડી !** આવડી ઉતાવળી. ગઇ૦

**અનીગેરીની સુલસા** મા ? તુ હતી,
સત્કાર્યોમા ધરતી ઉરે રતી,
હતી મર્દનાં જેવી તારી મતી ગઇ૦ ૧

દિલે દેખતી મા ! દેવ રૂપે તુ પતિ,
કોઈ વિરલાઓ સમજ્યા તારી ગતિ,
હતી સતોની દૃષ્ટિમા મહા સતી ગઇ૦ ૨

દીર્ઘ દૃષ્ટિથી સાધનો વસાવતી
રોજગારમા પડતર લગાવતી,
વેપારીઓમા આટ જમાવતી ગઇ૦ ૩

સતાનોને બહાદૂર બનાવતી,
પ્રભુ ભક્તિના પાઠ પઢાવતી,
વિવેકની જ્યોત જગાવતી ગઇ૦ ૪

મથી નિજ પરીવારને સુધારવા,
દુખદાયક વિપદા વિદારવા,
સર્વત્ર સુકીર્તિ પ્રસારવા ગઇ૦ ૫

**બાઈયા બાઇ** રૂપે આવી તું હિન્દમાં,
તારી જોડી જડે ન નારી વૃંદમાં;
ધરી શ્રદ્ધા ભક્તિ **અરવિંદમાં**. ગઈ૦ ૬

ગુણ અવગુણ બુદ્ધિથી માપતી,
ભલી ભાવનાથી સહાયતા તું આપતી;
તપ જપથી તું કર્મ જાલ કાપતી. ગઈ૦ ૭

ઝુકાવતી તું જીવન જંગમાં,
રહેતી અંતરમાં સર્વદા તું રંગમાં;
નવ રહેતી કદાપી કુસંગમાં, ગઈ૦ ૮

**જગદંબા** જેવી હતી વહાલમાં,
**મહાકાલી** દેખાતી તું ચાલમાં;
ધર્મ નીતિને રાખતી તું ઢાલમાં. ગઈ૦ ૯

વિવેકથી તું વસ્તુ વિચારતી,
સાહસીકતાથી વિઘ્નો વિદારતી;
સદાચારથી તું જીંદગી સુધારતી. ગઈ૦ ૧૦

પ્રભુ **વીરને** તું અંતરમાં ધારતી,
અંતરંગનાં અરિઓને મારતી;
સત સંગ પર જીવન વારતી. ગઈ૦ ૧૧

**રતન બાઇની** કિમ્મત તેં કરી,
**સુજાતાને** દિલડામાંહે ધરી;
**મીરાં** માડીનાં દર્શને તું ઠરી. ગઈ૦ ૧૨



સ્વ. બ્હેનશ્રી રતનબાઈ વીરજીભાઈ લધા

જન્મઃ—
સં. ૧૯૮૮ ના
વૈશાખ સુદી ૧૪

સ્વર્ગવાસઃ—
સં. ૨૦૦૦ ના
ભાદરવા વદી ૨

સખા મહારાજની ભક્તિમાં રાચતી,
એવી ભક્તિ તુ અતરમા યાચતી,
માડી મીરાંને જોતા તુ નાચતી. ગઇ૦ ૧૩

પૂજ્ય બુદ્ધિ તુ રાખતી સુજાણુમા,
દયા દૃષ્ટિથી જોતી અજાણુમા,
હતી વીરતા ને ધીરતા પ્રાણુમા ગઇ૦ ૧૪

નવ દરકાર કરતી તુ દામની,
કદિ પરવા કરી નવ નામની,
તુ તો ભકત હતી શિવ ધામની ગઇ૦ ૧૫

( ૧૧૯ )

## દિવ્ય બાલિકા

ભીમપલાસ ત્રિતાલ

દિઠી મે નજરે દિવ્ય બાલિકા,
સુદરતા હતી એના તનમા,
ક્ષમા, નમ્રતા, મમતા મનમા—દિઠી

કચ્છડાને પાવન કરનારી,
સુદર નામ રતન ધરનારી,
દિલમા ભાવ ભક્તિ ભરનારી—દિઠી ૧

વીરના ઘરમા પુન્યે આવી,
સૌના અતરગમા ભાવી,
સુવાસ ગુણ પુષ્પોની લાવી—દિઠી ૨

ચંચલ, ચતુર ને સમજુ, શાણી,
વદતી પ્રિયકર મનોહર વાણી;
નિજ સમ જોતી જગનાં પ્રાણી—હિંડી. ૩

સખિયો સંગે રંગે રમતી,
વિદ્યા કળા એને ઉરમાં ગમતી;
વડીલોને પ્રીતિથી નમતી—હિંડી. ૪

સાધુ સંત નિરખી હરખાતી,
મધુર કંઠથી **વીર** ગુણ ગાતી;
શિવપદને ચિત્તમાં નિત ચહાતી—હિંડી. ૫

( ૧૨૦ )

## કચ્છ પત્રીનો ધર્મવીર

મેલીદે મોહન મટકી રે—એ ચાલ.

ભાવિક ભક્તરાજ પેખીયોરે, હતો **પુનીયો** સાક્ષાત્;
સંતોષમાં સુખ માનતો, કર્યા અમર માત-તાતરે.
ભાવિક૦

કચ્છમાં ધર્મને દિપાવવારે, **પત્રી**માં લે અવતાર;
**લીલબાઇ** ઉદરે આવીયો, જોતાં હર્ષનો ન પાર રે.
ભાવિક૦ ૧

**કેશવજી** તાત ઉરે હરખતારે જોઇ કરમાં નિજ બાળ
**લખમશી** નામ એનું રાખીઉં, નામ લેતાં આવે વહાલરે
ભાવિક૦ ૨

લગ્ન કરી **ચાંપૂબાઇ** સાથમાંરે, સગા સ્નેહી હરખાય,
જાગતો હતો **વર** ઉરમા, વર્તને પરખાય રે.
ભાવિક૦ ૩

રહેતો હતો સત્સંગમારે, કરે ધર્મના સુકામ,
આશા તૃષ્ણાથી અળગો રહ્યો. ગણ્યા પ્રિય નવદામરે.
ભાવિક૦ ૪

થયો બાલક પૂર્વ પુન્યથીરે, રાખ્યુ **જાદવજી** નામ,
કુલ દિપક થયો દિકરો, આપે તાતને આરામ રે
ભાવિક૦ ૫

દ્વાદશ વ્રત લે ઉમંગથી રે, **પત્નીનો એ ધર્મવીર;**
શીયલ ગુણથી શોભતો, ધીર વીર ગંભીર રે.
ભાવિક૦ ૬

ધરે રૂચિ વ્રત નેમમા રે, ચાહે અંતરમા ત્યાગ,
નઝરે જુએ માથે મોતને, જ્ઞાને પ્રગટયો વૈરાગરે
ભાવિક૦ ૭

વિગયોમા સુખ નવ લેખતોરે, માને દુખના એ મૂળ,
વૈરાગ્ય રંગમા રાચતો, ગણે ખાનપાન ધૂળ રે
ભાવિક૦ ૮

આબીલથી દેહ ગાળીને રે, કરે **વીરની** એ સેવ,
ધરતો નિત ધ્યાન **વીતરાગનો**, ગણી દેવાધિદેવ રે,
ભાવિક૦ ૯

ક્ષમાદિ ગુણથી શોભતો રે, હતો શાશન શણગાર;
દેખાતો **મુનિ** મુનિવેષવિણ, આવ્યો કરવા ઉદ્ધાર રે.
ભાવિક૦ ૧૦

અણસણથી અળગો કર્યો રે, કાચી કાયાનો સંગ;
**શિવ** સુખમાં સુખ માનીઉં, કર્યો રાંકડો અનંગ રે.
ભાવિક૦ ૧૧

( ૧૨૧ )

## શ્રીમાન્ લાલજીભાઇ લધા ને અનુસરવા ગદગ વાસીઓને વિનંતિ

કોઇ સાચા સંતો આવો રે—એ ચાલ

ગદગનાં વાસી આવો રે, સાચાની સંગત કરીએ;
જીવનનો લેવા લહાવો રે, સજ્જનને અનુસરીએ.
ગદગ૦

એવા નરવરને શોધો, જેમાં સમતા દેખાયે;
વિરોધી વૃત્તિ ઝટ રોધો, એ ભવની વૈરી લેખાયે;
એથી નવ પ્રભુ પેખાયે રે, સત્વર એને હઠાવો.
ગદગ૦ ૧.

શોધો નર પર ઉપકારી, હિમ્મત ને ધીરજ ધારી;
વિવેકીને સુ વિચારી, જેને સેવા છે પ્યારી;
જેણે ચંચલતાને નિવારી રે, એવાને નેતા બનાવો.
ગદગ૦ ૨.

જેણે રસના વશમા કીધી, મત્સગે લગની લગાવી,
કીધી બુદ્ધિને સીધી, સદ્જ્ઞાનની જ્યોત જગાવી,
સદ્ગુણ દ્રષ્ટિ પ્રગટાવી રે, એવા નરને અપનાવો.
ગદગ૦ ૩.

જેના અંતરમા સ્થિરતા, સમજણની સાથે આવી,
શ્રદ્ધા શાંતિ ને દ્રઢતા, જેણે અંતરમા વસાવી,
જેની પાસે ક્ષમાની ચાવી રે, એવાને ઉરથી ચહાવો.
ગદગ૦ ૪.

જેણે દુખીયા સુખીયા કીધા, તનમન ધન સ્નેહે દીધા
જીવનના લહાવા લીધા, હરીજન જેનાથી બીધા,
છે કરણો જેના સીધા રે, એવાની પાછળ ધાવો.
ગદગ૦ ૫.

એવા નરવરને જોવા, અંતરની આંખો ખોલો,
દુખીયાના આંસુ લ્હોવા, આવ્યો છે સમય અમોલો,
વિવેકે વચનો તોલો રે, પ્રીતિના પ્યાલા પાવો.
ગદગ૦ ૬.

એવો નરવર મે દીઠો, લાલજી લધા ગુણકારી,
મને મનમા લાગ્યો મીઠો, સાચો સજ્જન સુખકારી,
શિવકર એપર જાઓ વારી રે, માનવતા દીપાવો
ગદગ૦ ૭

( ૧૨૨ )

# દેશ ભક્ત ડો. પુનશી હીરજી મૈશેરીને

## અભિનંદન

ભૈરવી લાવણી

"પુનશી હીરજી સુખી રહો"
એમ કહે સજ્જન સ્નેહી સુખકાર.
નરવર એ દિલનો છે સાચો
દીન દુઃખી પર રાખે પ્યાર. ૧

**શીર**ની પરવા કરી ન એણે,
હુલ્લડ સમયે આપી સાજ,
હીમ્મતથી કરી રક્ષા જેણે,
**માંડવી**ની ધરી દિલમાં દાઝ. ૨

રટન કરે નિત પ્રીતે ઉરમાં,
સુખી બને કેમ સર્વ સમાજ;
જીવનનો લહાવો લે સ્નેહે,
સ્વીકારે સેવાની જાજ. ૩

સુખ દુઃખમાં સમ વૃત્તિ રાખે,
ધીરજ ઢાલ ધરે હિતકાર;
ખીલે ખરેખર પરોપકારે,
સમજે એમાં જીવન સાર. ૪

રક્ષણ કરે જ્ઞાતિ વાડીનુ,
જે. પી. પદ કરે સાર્થક જેહ,
હોમે તન મન ધન સેવામા,
કહે શિવ સફળ કરે નરદેહ. ૫

( ૧૨૩ )

## કવિ સમ્રાટ નાનાલાલ

ગઝલ

કવિરાજ નાનાલાલ, દલપતરામ નિત્ય રહો સુખી,'
વિનતિ કરે પ્રભુને ઉરે,
સૌ " કદિ ન રહો જગમા દુઃખી " કવિ૦
રાસો વિવિધ મેઘદૂતને, શાકુંતલે કરી સેવના,
જયવત રહેશે અવનિમા, રહે અતરે એ ખેવના.
કવિ૦ ૧
નાના સુકાવ્ય કુસુમમાલા, અર્પે નિત જગનાથને,
નાના મોટા સૌ સ્નેહથી, ચાહે અતરમા સાથને.
કવિ૦ ૨
લાભ કે હાનીની ઉરમા, ગણતા નવ આસના,
લક્ષણ બધા મહાજન તણા, સેવાની આગી વાસના
કવિ૦ ૩
દયા દિલે કરુના મને, નિસ્પૃહતા ઉરમા ધરે,
લડાવો લેવા નગ દેશનો, ગુજરાતને સ્નેહે કરે
કવિ૦ ૪

પવિત્રતાને નીતિની, પ્રતિમા પ્રગટ પેખાય છે;
તપસ્વીએ ગુર્જરીતણો, ઋષિરાજ સમ દેખાય છે.
કવિ૦ ૫

રાતને દિવસ કરે, જીવનતણી સત સાધના,
સમતા ધરે મિત્રો પરે, ચાહે અટલ આરાધના.
કવિ૦ ૬

નિત નિત નવ નવા નાટકો, લખનારની સ્તવના કરૂં;
ત્યજી જેણે ખોટી ખેવના, એનાં ગુણો ઉરમાં સ્મરૂં.
કવિ૦ ૭

રટે રામને આરામમાં, મુશ્કેલીમાં ધીરજ ધરે;
હો હા કરે નવ કોઇદિ, સાચી મુક્તિને વરે.
કવિ૦ ૮

સુખ દુઃખમાં સમ વૃત્તિ રાખે, મર્દ એને માનીએ;
ખીલે ખરેખર કષ્ટમાં, શિવકારી ઉરમાં જાણીએ.
કવિ૦ ૯

( ૧૨૪ )

## મુંબઇમાં ગોખલે જયંતિ

મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ ચાલ.

**ગોખલેજીનું** હૈડું સળગાવે.
**આફ્રીકાનો** કાળો કેરરે.
મહાત્મા બનાવે **મોહનદાસને**
ગોરી પ્રજાનાં, ઉરમાં રહેલું;
જુએ **ગાંધીજી** ઝેરરે. મહાત્મા. ૧

સળગી ઉઠેલી, આતરડી દેશની,
જ્વાલા જગાવે ઘેર ઘેરરે મહાત્મા. ૨
ધારા સભામા, ગાજે ગુણી ગોખલે,
સંદેશ સુણાવે શહેરે શહેરરે મહાત્મા. ૩
મહેલ ગણે જેલને, નરનારી હિન્દના,
વહે આસુડાની નહેરરે મહાત્મા. ૪
શિવકર ગોખલેના પ્રગટી અ તરમા,
ગરીબો પર મહા મહેરરે મહાત્મા ૫

( ૧૨૫ )

## નવ યુગના દેવ સ્વર્ગસ્થ સ્વામી
## શ્રી શ્રદ્ધાનંદજીનું સંસ્મરણ

ગગ દેશ તાલ ગઝલ

(હુ જાઉ છુ, હુ જાઉ છુ, ત્યા આવશો કોઈ નહિ) એ ચાલ

સ્વામીજી શ્રદ્ધાનંદજી, નવયુગના દેવ ગણી સ્મરો,
એ જીવન દાન દેનારના, ગુણગાન અ તરથી કરો
સ્વામીજી૦

અજ્ઞાન તિમીર નિવારતા, સદ્ જ્ઞાન નાવે તારતા,
વિપદામા હિમ્મત ન હારતા, એ દેવને દિલમા ધરો
સ્વામીજી૦ ૧

જે આર્યતા વિસ્તારતા, મદ, માન, મમતા મારતા,
ઠરીને અવરને ઠારતા, એ સદ્દગુણો ઉરમા ભરો.
સ્વામીજી૦ ૨

જે ચાહતા **સ્વાધિનતા**, દિલમાં ન ધરતા દીનતા;
નવ રાખતા કદિ ભિન્નતા, એ **દિવ્ય** ગુણગાને ઠરો.
સ્વામીજી૦ ૩

ધરતા હૈયે **હિન્દમાતને**, સ્મરતા સદા જગતાતને;
ન વિસરતા **દુખીયાભ્રાતને**, એ સાધનાથી ભવ તરો.
સ્વામીજી૦ ૪

વિષયોમાં કો હિ ન રાચતા, મનમાં ન **મદ**થી માચતા;
યશ કિર્તિથી નવ નાચતા, એનું **રટન** કરતાં ફરો.
સ્વામીજી૦ ૫

**શુદ્ધિ** કરી જે સુધારતા, દોષીતને ઉદ્ધારતા;
**સંગઠ્ઠને** સુખ ધારતા, એ **મરદને** નામે મરો.
સ્વામીજી૦ ૬

દીનોમાં **દેવ** જે દેખતા, પ્રીતિમાં **પ્રભુતા** પેખતા;
નીતિમાં '**શિવ**' સુખ લેખતા, ભલી ભાવના એ વિસ્તરો.
સ્વામીજી૦ ૭

( ૧૨૬ )

## જમનાલાલજી બજાજ

( મઝા દેતે હય કયા યાર ) એ ચાલ

ધન ધન **જમનાલાલ** બજાજ,
દેશનું ગૌરવ-દીલ ધરનારા—
રાખી તેં ધ્વજની લાજ, સમજી તે સ્વરાજ તાજ;
ધરી ઉરમાં દેશની દાઝ, ભારતનું હિત કરનારા.
ધન૦ ૧

ગણી જેલને મેલ સમાન, ફરકાવ્યુ સ્નેહે નિશાન,
કર્યું પ્રીતે પ્રાણનુ દાન, **ગાંધી** ગુણમા ઠરનારા
ધન૦ ૨

નેતાઓ ભૂલ્યા ભાન, થયા વિરોધમા ગુલ્તાન,
ખેચ્યુ તે સૌનુ ધ્યાન, શાતિનુ યુદ્ધ લડનારા
ધન૦ ૩

પ્રગટાવી દિલમા આગ, મુકી વૈભવનો રાગ,
સ્મરી **હનુમાન**નો ત્યાગ, **ગાંધી** વચને મરનારા
ધન૦ ૪

( ૧૨૭ )

## રવિંદ્રનાથ ટાગોરની જય હો.

રાગ—ભૈરવી લાવણી

રવિંદ્રનાથ ટાગોરની જય હો
કહે રગે હિન્દના નરનાર,
વિધ્યાચલને હિમાલય સમ,
ગણી ઉન્નત ધરે દિલમા પ્યાર—૧

દ્રવતુ જેનુ દિલડુ નિરતર,
પરાધિન હિન્દને નિરખી,
નાના મ્હોટા રકને રાણા,
નમેન કરે ઉરમા હરખી—૨

થયો પ્રગટ દેવેદ્રના ઘરમા,
કરવા બગ ભૂમિ પ્રખ્યાત,

ટાળે ભેદો જાતી પંથનાં,
કવિ રૂપે થયો વિશ્વ વિખ્યાત—૩
ગોરસ જેવું કાવ્યા મૃતરસ,
પીવરાવે પ્રીતે સુખકાર;
રસના જેની ગાતી ગીતો,
જગ જનનાં મનડાં હરનાર—૪
નિર્મલ મનને પ્રભુ પર પ્રીતિ,
જીવનમાં પગ પગ પેખાય;
જય હો જય હો **ટાગોર** તારી,
ગુણ ગણુ સ્મરતાં ઉર હરખાય—૫
યશ પ્રસારશે શાંતિ નિકેતન,
કરીને સ્નેહે માનવ સેવ;
હોહા કરે ન કીર્તિ કાજે,
માને અંતરમાં **ગુરૂદેવ**—૬

( ૧૨૮ )

## શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિ શિરોમણી શેઠ નરશી નાથા શતાબ્દિ નિમીત્તે રચવામાં આવેલ કાવ્ય

જંગલમાં મારી ઝુંપડી—એ ચાલ.

વગાડો વિવેકે સુસંપની સતાર,
દિલડાનાં દેવને દીપાવવા;
ઝટ ટાળો કુસંપ ને કલેશ દુઃખકાર,
દિલડાનાં દેવને દીપાવવા....વગાડો.

સાખી

નલીયામાં નાથા ગૃહે, પ્રગટે નરસિંહ દેવ,
વિનય, સુટેક, વિવેકથી, કરે સર્વની સેવ

ઉપકારો સભારો ઉમગે નરનાર,
દિલડાના દેવને દીપાવવા,
દર્શાવો સદ્ભાવો સુગ ગે નરનાર,
દીલડાના દેવને દીપાવવા ..વગાડો ૧

સાખી

આવે તાતની સાથમા, મુબઈમા ધરી ધીર,
કરે મજુરી મોજથી, કચ્છડાનો એ વીર

નરરૂપે એ દેવને પીછાણો નરનાર,
દિલડાના દેવને દીપાવવા,
સાચો જ્ઞાતિ સુધારક જાણો નરનાર,
દિલડાના દેવને દીપાવવા વગાડો. ૨

સાખી

ભારતમા કચ્છને કરે, એ નરવર પ્રખ્યાત,
નમ્ર બની સૌને નમે, ગુણ મૂર્તિ સાક્ષાત

દિલે ધગસની આગ લગાવો નરનાર,
દિલડાના દેવને દીપાવવા,
ઉંઘેલાઓને ઝટ જગાવો નરનાર,
દિલડાના દેવને દીપાવવા વગાડો ૩

સાખી

નલીયા, મુંબઇ, માંડવી, શત્રુંજય સુખકાર;
સંભારે છે આજ પણ, એ નરના ઉપકાર.
ઉપકારી એના જેવા થાઓ નરનાર,
દિલડાનાં દેવને દીપાવવા;
નિશદિન એનાં ગુણ ગાઓ નરનાર,
દિલડાનાં દેવને દીપાવવા....વગાડો. ૪

સાખી

વિનાશી તન ધન જાણીને, કરે સફળ અવતાર;
સમજી ધર્મ સુસંગથી, બને જગત હિતકાર.
દેશોદેશમાં એ દેવને દિપાવો નરનાર,
દિલડાના દેવને દીપાવવા;
શિવ લેવા પ્રિતિ પ્રગટાવો નરનાર,
દિલડાના દેવને દીપાવવા....વગાડો. ૫

( ૧૨૯ )

## દાદાભાઇની જયંતિ

રાગ-ભૈરવી તાલ ત્રિતાલ

હિંદના દાદા દાદાની જય,
બોલો બાંધવ બહેનો આજ;
દર્શન કરીએ દેવનાં દિલથી,
ધરો અંતરમાં દેશની દાજ૦ ૧
નાયક પદને લાયક એ નર,
રગ રગ જેને સ્વદેશ પ્રેમ;

દાદા કહે હિન્દીઓ હેતે,
દીન દુઃખી પગ દેખી રેમ૦ ૨
દાવ પેચના ખેલ ખેલતી,
જોઈ જુલ્મગાર સરકાર,
દાન જીવનના અર્પે દાદા,
કરવા ભારતનો ઉદ્ધાર૦ ૩
દામ ધામ આરામ તજીને,
સ્વદેશ અર્થે કરે પ્રવાસ,
નીતિ રાજની પેખી પ્રપંચી,
સાવધ કરે દેશને ખાસ૦ ૪
"જગ જન સ્વરાજના સુખ માણે,
રહે પરાધિન માગે દેશ",
યશસ્વી દાદા એમ વિચારી,
સ્વરાજનો આપે સંદેશ૦ ૫

( ૧૩૦ )

શ્રી મહાત્મા ગાંધીજીના અધ્યક્ષપણા હેઠળ
"શ્રી પ્રથમ ગુજરાત રાજકીય પરીષદ"
માં ગવાયેલું શ્રી તિલક યશોગાન,
(ભાવે ભજો ભવિયો ભગવાન)—એ દેશી

ભારત ભુવને તિલક સમાન,
લોકમાન્યનું કરો સન્માન ભારત
ભારતભૂષણ ગંગાધર સુત,
જોઈ કરો અમૃતરસ પાન લોક૦ ૧

**શિવાજી**નૃપ સમ શૂરવીર છે,
 કળીકાળનો ગણી **હનુમાન.** લોક૦ ૨
**ગણપતિ** સમ **ગંગાધર** સુત પર,
 તન મન ધન કરીને કુરબાન. લોક૦ ૩
સ્વરાજ લેવા સજ્જ થયો છે,
 મહારાષ્ટ્રનો સિંહ બળવાન. લોક૦ ૪
જન્મસિદ્ધ હક્ક સ્વરાજ સમજી,
 યત્ને જગાડે **હિન્દુસ્થાન.** લોક૦ ૫
હિન્દની વિપદા વિદારવાને,
 નિશદિન યત્ન કરે મતિમાન. લોક૦ ૬
દુઃખને સુખ માનીને મનમાં,
 ધરે અંતરે ભારત—ધ્યાન. લોક૦ ૭
પરાધીનતા—પાશ છેદવા,
 માગે **હોમરૂલ** સુખખાણ. લોક૦ ૮
ધન્ય જનેતા ધન્ય તાત છે,
 ભારતનો એ પ્રિયકર પ્રાણ. લોક૦ ૯
ગુજરાતે ગાજે જેમ ગાંધી,
 દક્ષિણમાં તેમ **તિલક** સુજાણ. લોક૦ ૧૦
દક્ષિણને ગુજરાત ભૂમિના,
 મળ્યા સાથ નરવર ગુણવાન. લોક૦ ૧૧

( ૧૩૧ )

## મહાત્મા ગાંધીજીનું દિવ્ય જીવન.

( ભાવે ભજો ભવિયો ભગવાન )—એ દેશી

**ગાંધીજીનું** જીવન ગુણકાર,
નિરખી નેહ ધરો નરનાર ગાંધી૦

**કરમચંદ**–ગૃહ પાવન કરવા,
આવ્યા **મોહન** મન હરનાર નિરખી૦ ૧

કલિકાળ શુ જાતે જોવા,
પ્રગટયા **હરિશ્ચંદ્ર** હિતકાર. નિરખી૦ ૨

હિન્દી જીવન **પ્રભુમય કરવા,**
**પ્રહ્‌લાદનો** શુ આ અવતાર. નિરખી૦ ૩

સુધારકોની શુદ્ધિ–અર્થે,
શુ આ **વાલ્મિક** છે સુખકાર નિરખી૦ ૪

દીન પ્રજા–પોકાર સુણી શુ,
**રામચંદ્ર** આવ્યા નિરધાર ? નિરખી૦ ૫

પ્રગટ મૂર્તિ એ સત્ય–ધર્મની,
તન મન વચને એક પ્રકાર નિરખી૦ ૬

સ્નેહે સેવા ધર્મ સ્વીકારી,
સત્ય એક માને આધાર નિરખી૦ ૭

સમગ્ર હિન્દીઓના ઉરમા,
ગાધીજી પર પૂરણ પ્યાર નિરખી૦ ૮

હિન્દુ મુસલમીન એક અવાજે,
કરે ગાંધીની જય જયકાર. નિરખી૦ ૯
સત્યાગ્રહના દિવ્ય શસ્ત્રથી,
કરશે હિન્દતણો ઉદ્ધાર. નિરખી૦ ૧૦

( ૧૩૨ )

## દિવ્ય મૂર્તિના દર્શનાભિલાષીઓને આમંત્રણ.

( જૂઠે જૂઠું જીવિત ખરૂં જાણમારે )—એ દેશી

નિરખો મોહનની મૂર્તિ, ધારી ધારીને રે;
ધારી ધારીને રે, ભાવ વધારીને રે. નિરખો.
સત્યાગ્રહના બીજો વાવે, હિન્દુ મુસલમિન સૌને ભાવે;
સન્માર્ગમાં લાવે, કરૂણા ધારીને રે. નિરખો. ૧
શત્રુ મિત્ર પર સમ ધરે પ્રીતિ, સુખકર માને ધર્મને નીતિ;
ન ધરે ઉરમાં ભીતિ, તત્ત્વ વિચારીને રે. નિરખો. ૨
સાચાં તત્ત્વો યત્ને શોધે, સમાન ભાવે સૌને બોધે;
ચલિત બને નવ ક્રોધે, મનડું મારીને રે. નિરખો. ૩
ભારત ભક્તિ અંગોઅંગે, સેવામાં તત્પર છે રંગે;
યત્ન કરે ઉમંગે, તન મન વારીને રે. નિરખો. ૪
હિન્દુ મુસલમિન ફુટને સાંધી, સૌના ઉરમાં એકજ ગાંધી;
લીધાં સ્નેહે બાંધી, ભેદ નિવારીને રે. નિરખો. ૫
ક્રૂર જુલ્મની ઉભા સામે, પ્રવાસ કરતા ગામોગામે;
અસુરો અચરજ પામે, હિમ્મત હારીને રે. નિરખો. ૬

( ૧૩૩ )

## શ્રી અરવિંદ

(જીવડા હજી જરા તો ચેત–એ ચાલ)

દિવ્ય જીવનદાતાર અવનીમા, દિવ્યજીવન દાતાર–
દીઠા સમર્થ શ્રી અરવિંદ અવનીમા,
દિવ્ય જીવન દાતાર—દિવ્ય

બુધ–વીર સમ છે એ ગ્હેમી, કૃષ્ણસરીખા પૂરણ પ્રેમી,
રામચંદ્ર જેવા દૃઢ નેમી, સત્યયુગ ઘડનાર–દીઠા ૧

મૃત્યુને ઘોળી પીનારા, અમૃત જ્યોતિવહ્નને ધરનારા,
દિવ્ય સમૃદ્ધિના દેનારા, કરૂણા પારાવાર–દીઠા ૨

દર્શનથી શંકા હરનારા, સ્પર્શે શ્રદ્ધા ઉર ભરનારા,
પદરજથી પાવન કરનારા, ત્રિલોક તારણહાર–
દીઠા ૩

ભવ્ય એમના દર્શન કીધા, પ્રેમામૃતના સાગર પીધા,
સુરવાછિત લહાવાઓ લીધા, આનંદનો નવ પાર–
દીઠા ૪

ચેતનની ચિણગારી જાગી, રોમરોમમા લગની લાગી,
જન્મમરણની ભીતિ ભાગી, શિવપ્રદ દેખી દિદાર–
દીઠા ૫

( ૧૩૪ )

## પુરૂષોત્તમ.

દિવ્ય દૃષ્ટિ દેનારા કળિયુગમાં મેં દીઠા શ્રી અરવિંદ
-દિવ્ય.

ભક્તિ બંશી ઉર વાગી, સતસંગમાં લગની લાગી;
માનુ સુજને વડભાગીરે-મેં દીઠા. ૧
મૂર્તિ એ મન હરનારી, સમરસ રગ રગ ભરનારી;
પુરૂષોત્તમ પ્રભુ અવતારીરે-મેં દીઠા. ૨
જગ ત્રિવિધ તાપ હરનારા, મૃત્યુ ઘોળી પીનારા;
સહેજે શિવસુખ દેનારારે-મેં દીઠા. ૩

( ૧૩૫ )

## મીરામાની નઝર

કવાલી

મીરા માની નઝરમાંસેં, સર્જન શક્તિ અઝબ જોઇ;
પ્રબળ એ દિવ્ય દૃષ્ટિને, રહે તાબે સહુ કોઇ.
મીરા૦ ૧
થયો આધિન એ નયનોને, યંત્ર જેવું થયું જીવન;
ચલાવ્યાં માડીનાં ચાલે, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ ને તન
મન-મીરા૦ ૨
સમજી 'સમજુ' હું પોતાને, સ્વચ્છંદી ઝીંદગી ગાળી,
પલકમાં માડીના નયને, એ ઉન્નમત્તતા સહજ ટાળી.
મીરા૦ ૩

નયનપટ પર, જે વાચ્યુ તે, ન દીઠુ, કોઈ ગ્રથોમા,
સુસંગે એ ન સમજાયુ, ન જોયુ ધર્મ પથોમા
મીરા૦ ૪

અમીભરી એ નઝર જે પગ, પડે એકવાર જીવનમા,
લહે પરવાનો પ્રભુ પદનો, રહે નિર્લેપ તન-ધનમા
મીરા૦ ૫

ગણી 'ઘેલો' મને 'દાના', કરે બદનામ છો જગમા,
નથી પરવા છુ બેપરવા વસી માડી રગે રગમા
મીરા૦ ૬

જો હમદર્દી મળે કોઇ, તો સમજાવુ હૃદય ખોલી,
શી રીતે? શિવદાયક મા, ત્રિભુવનને રહી તોળી
મીરા૦ ૭

( ૧૩૬ )

## યોગીનું જીવન

યોગીનુ જીવન ભોગીથી કહો શી રીતે સમજાય?
યોગી

ગજહસની સુરમ્ય રીતિ, બગલાની વિપરિત નીતિ,
લયલા મજનુની પ્રીતિ રે પામરથી નવ પરખાય
યોગી૦ ૧

વનરાજના મનની મસ્તી, એ શૃગાલ સમજે સુસ્તી,
પહેલવાનોની અદ્ભુત કુસ્તીને, કાયરથી કેમ કળાય?
યોગી૦ ૨

જલચર સુખ જલમાં જાણે, ભૂચર ભૂ પર એ માણે;
ખેચરને ન ઉભય પીછાણે રે, ભિન્ન ભિન્ન રૂચિનાં
ગણાય. યોગી૦ ૩

ભાવિક ભક્તોની ભક્તિ, અધમોને લાગે અશક્તિ;
શૂરાની શિવકર શકિત રે, ભીરૂથી કેમ મપાય?
યોગી૦ ૪

( ૧૩૭ )

## સાધકોને

દેસ—ગજલ

પ્રિય સાધકો ! સદ્ભાગ્યથી,
અવસર અનેરો આ મળ્યો.
યોગીરાજ શ્રી અરવિંદને
શુદ્ધ ભાવથી સહુ અનુસરો—પ્રિય૦

વિજ્ઞાને જે દિવ્યતા લહે,
ને વિરાટમાં પણ 'એ' ચહે;
" હું કરીશ રૂપાંતર " કહે;
એ વચનમાં શ્રદ્ધા ધરો. પ્રિય૦ ૧

ન કરી શક્યા અવતારો જે,
ન કર્યું કો અદ્ભુત શકિતએ;
કરવા મથે આ યોગી તે,
ઉરથી કહ્યું એનું કરો. પ્રિય૦ ૨

કરે મહાયતા એ કામમા,
નવ રાખો મમતા દામમા,
કરે સાધના આગમમા,
શુદ્ધ ભક્તિથી ભગવત સ્મરે. પ્રિય૦ ૩

( ૧૩૮ )

## પોન્ડીચેરી—શ્રી અરવિંદ આશ્રમનાં માતાજી મીરાં દેવી.

( અમ તેરે ગીતા—એ ચાલ )

**મીરા** માડી ! લીધુ શરણુ તારૂ, મુક્તિ દેનારૂ,
જપુ રાતદિન માડી ! તારૂ નામ પ્યારૂ  મીરા૦
શ્રદ્ધા, ભક્તિ, વિદ્યા, કલા તે સાથમા લીધી,
સદ્ધર્મની પ્રણાલીકા તે કીધી સીધી,
**પોન્ડીચેરીને** તે બનાવ્યુ મુક્તિનુ બારૂ  જપુ૦ ૧
કહે સાધુઓ "સુધર્મી મરી સ્વર્ગમાં જશે."
એ સ્વર્ગધામ આવી તારે ચરણે વસે,
એ ચરણ પર સર્વસ્વ મારૂ સ્નેહે વારૂ  જપુ૦ ૨
ગંગા, જમુના, તાપી, તવ ચરણમા ધસી,
સુધા રૂપે વહેતી ન 'શકા કશી,
બન્યુ ચરણમા વસેલુ મન શાતિનુ ક્યારૂ  જપુ૦ ૩
તવ રચનાની દેવતાઓ સ્તવના કરે,
તવ શીશુઓની વિપદાઓ હેતે હરે,
તવ ચરણે ઠર્યુ માડી ! મનડુ મારૂ  જપુ૦ ૪

તવ દર્શનથી મનડું મસ્ત રહે,
શિવ દાયક સમતા સ્હેજે લહે;
આધી વ્યાધી ઉપાધીથી રહે ન્યારૂં. જપું૦ ૫

( ૧૩૯ )

## દિવ્ય મશીન

હાંરે બાદલ ધીરે ધીરે જા—એ ચાલ.

આવો આવો હાંરે સુજ્ઞો ! આવો
હાંરે સજ્જનો ! આવો આવો રે.
દિવ્ય વિભૂતિ પ્રગટી પુન્યે, પ્રભુને અનુસરવા આવો૦
**પોંડીચેરીમાં શ્રી અરવિંદે**, ખોલ્યું ખાતું ખંતે,
દિવ્ય જીવનનું **મશીન** બનાવ્યું -(કંઇ) વર્ષોને અંતે;
દર્શને આવો સહુ, નયનો સફલ કરવા—દિવ્ય૦ ૧
મશીન એ સૃષ્ટિને કરશે, શાંતિમય જ્ઞાને,
માનવો મસ્તીમાં રહેશે, શાંતિ સુધા પાને;
કરો સહાયતા એ કાર્યમાં અવનીને ઉદ્ધરવા—દિવ્ય૦ ૨
જિજ્ઞાસા તાત્વિક પ્રગટાવો; ઉમંગથી રંગે,
બાહીર મનડું નવ ભટકાવો, રહેજો સત સંગે.
(પ્રભુ) ભક્તિની લ્યો નાવડી, ભવસિંધુને તરવા—દિવ્ય૦ ૩
રગ રગમાં ભક્તિ પ્રગટાવો, સાચું સુખ લેવા,
તન મન ધનને સાર્થક કરજો, કરી પ્રભુ સેવા;
(આ) સોનેરી તક સાંપડી, શિવ સુંદરી વરવા—દિવ્ય૦ ૪

( ૧૪૦ )

## દિવ્ય સમાજ

( નાચો નાચો પ્યારે મન કે મોર—એ ચાલ )

દીઠી દીઠી મે દિવ્ય સમાજ, સૌના શિરપર શ્રદ્ધાનો છે તાજ,
દીઠી દીઠી, દીઠી દીઠી મે દિવ્ય સમાજ
માડી સામે દીઠા ઉભેલા બાળ,
મા વરસાવે વ્હાલ, હતો પ્રાતઃકાળ,
લેશ કરે નવ કોઈ અવાજ દીઠી ૧
લાગ્યુ ધન્ય જીવન, થયુ ચીતડુ પ્રસન્ન,
જોયુ નજરે અહીં રામ રાજ્ય,
સુસાધકોને માડી આપે છે સાજ દીઠી. ૨
ધર્મ, દેવાની અનોખી આ રીતી,
જોતાજ ઉપજે ઉરમા સુપ્રીતી,
દીઠી મે શિવકર ભક્તિ જહાજ, દીઠી ૩

( ૧૪૧ )

## દિવાની

મિશ્ર કાફી—ખેમટો

હુ તો ભીંગ માડીની સગે રહેવાની,
થઇ છુ માના રટનમા દિવાની હુ તો
પૃથ્વીના પાપ માડી ધોવાને આવી,
અર્પણતાનુ અમૃત લાવી,
પીને હુ મસ્ત થવાની, હુ તો ૧

પ્રેમનાં વિમાનમાં પેખું છું માને ધ્યાનમાં,
પ્રેમનાં પઢાવી પાઠ લાવે મને ભાનમાં;
દેખાયે દેવી મા ભવાની. હું તો ૨

માડીનાં હાસ્યમાં છે આત્મિક મસ્તી,
પળમાં હરે છે મારા તન મનની સુસ્તી;
દર્શનથી આવે મસ્તાની. હું તો ૩

માડીની આંખમાં છે જાદુઇ શક્તિ,
અણુ અણુમાં મારા પ્રગટી છે ભક્તિ;
(મા) શોધક છે દિલની દવાની. હું તો ૪

માડીની છાયામાં અરિઓ ન આવે,
શિવકર માડી મને મનડામાં ભાવે;
નયનામૃત હું પીવાની. હું તો ૫

( ૧૪૨ )

## માની લાડીલી

મેં વાટડી લીધી સીધી, અંતરમાં પાપથી બીધી....મેં.
દૃષ્ટિ રાખી **શ્રી અરવિંદ** પર, પ્રીતિની પ્યાલી પીધી
અંતર ૧
પેખી શાંતિ અર્પણતામાં, દૃષ્ટિ સીધી કીધી અં. ૨
મનમાં મસ્તી રાખું સર્વદા, મમતા મૂકી દીધી. અં. ૩
**મીરા** માની બની લાડીલી, દિલથી દિક્ષા લીધી. અં. ૪
બની ચેલડી **શિવ** સુખ અર્થે, ગમે ન ઋદ્ધિ સિદ્ધી. અં. ૫

( ૧૪૩ )

## યોગીની

મા મીરા ઉરમા રમતી,
અલમસ્તથઈને ફરતી મા
નયનામૃત પીધુ માડીનુ,
અ તર ગમા ઠરતી અલ ૧
સમર્થનુ મે શરણુ લીધુ,
લેશ ન ચિંતા કરતી અલ ૨
પરમ યોગીની થવાની હુ તો,
અરવિંદ ઉરમા વરતી અલ ૩
કલજુગ કરજોડીને ઉભો,
મોહ મદ માને ન મરતી અલ ૪
ભવસિંધુ દુસ્તર નવ લાગે,
હસતી હસતી તરતી અલ. ૫
પુન્યાયીની ટોચે પહોતી,
પરની પીડા હરતી અલ ૬
શિવકર લાગે વિશ્વ વાટિકા,
અરિઓથી નવ ડરતી અલ ૭

( ૧૪૪ )

## પતીત પાવની ( મા )

કરુણા મૂર્તિ મા મીરા, હુ શરણે છુ મા ! તારી કરુણા
ઉર્મીઓ તુ જાણે ઉરની; ( છો ) પતીત પાવનકારી કુ૦

અટપટી છે માયાની બાજી, નથી **મા**! મુજમાં બુદ્ધિ જાજી;
મુંજાણી છે **મા**! મતિ મારી, મુજને લે તું ઉગારી. હું૦ ૧
સોનેરી નિત સ્વપ્નાં જોતી સ્વપ્ને **મા**! પેખી તવ જ્યોતિ;
પુન્યોદયથી પામી દરિસન, ઉઘાડ ઉરની બારી. હું૦ ૨
નયનામૃત પીતાં હરખાઉં, હરતાં ફરતાં ગુણ નિત ગાઉં;
દર્શન કરતાં મસ્ત બનું છું, નિરખું ધારી ધારી. હું૦ ૩
દૂર ન રહો **મા**! ઉરમાં આવો, દુર્બળતા મનડાની મીટાવો;
તુફાન ઉઠ્યું ઉર સાગરમાં, શાંત કરો ઝટ **માડી**. હું૦ ૪
ચરણ કમળની કરીશ હું સેવા, તત્પર થઈ છું જીવન દેવા;
દિવ્ય જીવન ચાહું છું ચિત્તમાં, થા સત્વર **શિવ**કારી. હું૦ ૫

---

૧ કચ્છ વિઢના શેઠ ભોજરાજ વેલાભાઈની સુપુત્રી મોંઘી બ્હેનની પ્રેરણાથી આ પદની રચના થઈ છે.

( ૧૪૫ )

## મીરા માની અજબ મોહીની

રાગ—કાલીંગડો ત્રિતાલ

મન લાગો મેરો રામ ફકીરીસેં—એ ચાલ

ઉરમાં **મીરા** મા હરદમ સમરવાના,
એ માડીને અનુસરવાના—ઉરમાં૦ ૧
દિવ્ય અલૌકિક જીવન માનું,
જીવનમાં ન વિસરવાના—ઉરમાં૦ ૨

અવતરી માડી વિશ્વ ઉદ્ધરવા,
ભક્તિ ભાવ ઉર ભરવાના—ઉરમા૦ ૩
મીઠા નયનો મીઠી વાણી,
જગ જન મન એ હરવાના—ઉરમા૦ ૪
દિવ્ય રૂપાતર કરી કરણોનુ,
શિવ સુદરીને વરવાના—ઉરમા૦ ૫

( ૧૪૮ )

## પથ દર્શક આમ્રતરૂ

ચાદર ઝીણી ગમ—એ ચાલ

ઉરમા આમ્રતરૂ અતિ ભાવે,
કર્તવ્ય પથ દર્શાવે—ઉરમા૦
પૃથ્વી, પાણી, પવન પ્રકાશે,
ઇચ્છિત તનુ નિપજાવે રે,
શાખા, પ્રશાખા, પર્ણ, પુષ્પના,
અગો પાગ બનાવે—ઉરમા૦ ૧
શીત તાપ સકટ સહી સ્નેહે,
જીવન જ્યોત જગાવે રે,
તસ પથિકને આશ્રય અર્પી,
જીવન લેખે લગાવે—ઉરમા૦ ૨
પશુ, પખી, માનવને પ્રીતે,
અમીરસ પાન કરાવે રે,
દેવને દુર્લભ માનવીઓને,
જીવન લક્ષ્ય સ્મરાવે—ઉરમા૦ ૩

નિજ કાર્યે રહી દત્ત ચિત્ત નિત,
જીવન રસ રેલાવે રે;
શિવ પદ અર્થી મુમુક્ષુઓને,
સેવા સુમાર્ગે લાવે—ઉરમાં૦ ૪

( ૧૪૭ )

## ખેડુત થા

ભૈરવી લાવણી

જગમાં થા ખેડુત સુજાણ, માનવતાના કલ્પતરૂને;
કર પ્રીતે નિર્માણ-જગમાં૦

મન ખેતર ને શ્રદ્ધા વાયુ, જ્ઞાન પ્રકાશ તું માન;
સુખકર સેવા વૃત્તિ બી લે, ખાતર સુસંગ જાણ.
જગમાં૦ ૧

મીઠાં પ્રેમનાં પાણી પાજે, કરવા તરૂ બળવાન;
મનન ખેડ કર અંતે નિત્યે, ધરી વિષય ઘાસ પર ધ્યાન.
જગમાં૦ ૨

પશુ પંખી છે ક્રૂર કષાયો, રહે સદા સાવધાન;
તરૂ રક્ષા કર સત્સાધનથી, કરવા સ્વપર કલ્યાણ.
જગમાં૦ ૩

તપ જપ સંયમ પર્ણો પ્રગટે, પુષ્પો ગણ બલિદાન;
નિત્યાનંદ ફળ માન તું મનમાં, નવ ચૂકીશ નિશાન.
જગમાં૦ ૪

જિનવર ગુણકર ગણધર મુનિવર, ખરા ખેડુ ભગવાન,
શિવપ્રદ કલ્પતરૂ વાવીને, દીધુ જીવન દાન
જગમા૦ ૫

( ૧૪૮ )

## વાણીની અમોઘ શકિત

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો ) એ ચાલ

જડી બુટ્ટી જેવી, વાણી ગણાણી ચમત્કારી,
વિશ્વમા વિસ્મયકારીરે-જડી૦
કામધેનુને ચિંતામણિ સમ, મન વાછીત કરનારી,
પલમા શત્રુ મિત્ર બનાવે, વાણીની બલિહારી રે
જડી૦ ૧
રસના દેવી સહાયક જેને, ત્રિવિધ તાપ હરનારી,
તે પૃથ્વીપર સ્વર્ગ ઉતારે, કરે જગલ મગલકારી રે
જડી૦ ૨
ત્રિલોકને તારે કે મારે, શક્તિ એની ભારી,
મત્ર તત્ર છે આધિન એને, આગમની ગાનારી રે
જડી૦ ૩
રાગ-રોષ કે હર્ષ-શોકની, એ છે પ્રગટાવનારી,
હાર જીત છે એને હાથે, એ ધર્મીને ધુતારી રે
જડી૦ ૪
અજ્ઞાનીની વાણી વિષમય, વિશ્વને બધનકારી,
જ્ઞાનીની વાણી અવનીને, શિવ સુખની દેનારી રે
જડી૦ ૫

( ૧૪૯ )

## આગમનો સાર

રાગ-ભૈરવી તાલ ત્રિતાલ.

ઠરી અવરને ઠાર, એ છે શ્રી જિન શાસનસાર,
કૃતજ્ઞતા ગુણ ધારણ કરીને, કર સાર્થક અવતાર;
ઉપકારીને નજરે નિરખી,
પામજે હર્ષ અપાર. એ છે૦ ૧
બાજરી ખાઈ ઘઉં ખવરાવવા,
વૃત્તિ ઉરે ઉતાર;
પાણી પીને દુગ્ધ દાનનો,
દે બદલો સુખકાર. એ છે૦ ૨
જે ચાહે છે પર વસ્તુને,
તે ભવમાં ભમનાર;
પોતાનું આપે જે પરને,
તે નિશ્ચે તરનાર. એ છે૦ ૩
દેવું પણ લેવું નવ કોનું,
કર નિત પર ઉપકાર;
કરજ કરી નવ ભવમાં ભમજે,
નર ભવ નવ મળનાર. એ છે૦ ૪
પરનું ખાઈ ખુશી નવ થાજે,
એ શિક્ષણ ન વિસાર;
લાખ પ્રકારે બદલો દેવા,
કરજે મનમાં વિચાર. એ છે૦ ૫

સભાગી આ સૂત્ર સદા તુ,
જીવનમા તે ઉતાર,
સુખકર શિવપદ પ્રાપ્તિ કાજે,
તરી અવરને તાર એ છે૦ ૬

( ૧૫૦ )

## સત્સંગ વિષે

રાગ–ધનાશ્રી

સુસગથી સુખ થાય, જીવનમા સુસગથી સુખ થાય
પુન્ય વિના માનવ તન ન મળે, પુન્યે સુસગ સુહાય
જી૦ ૧
સુસગથી સુવિચારો ઉપજે, મનમા શાતિ જણાય
જી૦ ૨
સત્સગીની પ્રિયકર વાણી, સુણતા પાપ પલાય
જી૦ ૩
ધર્માધર્મના મર્મ સહજમા, સત્સગે સમજાય
જી૦ ૪
આવે વિનય, વિવેક, સુવિદ્યા, મળે શિવપદ સુખદાય
જી૦ ૫

( ૧૫૧ )

વાલા વેગે આવો રે—એ દેશી

'રાજ'મા લગની લાગી રે, ભવની ભીતિ ભાગી રે,
'રાજ'ના વચને જાગીયા હો જી,
'રાજ' વિનાનો સુનો લાગે સસાર–રાજમા૦

### સાખી.

રાજચંદ્ર ગુરૂરાજનાં, વચનોમાં થઇ પ્રીત;
લોકોત્તર વૃત્તિ થઇ, ન ગમે લૌકિક રીત.
સુસંગમાં પ્રીતિ થઇ, વૈભવ ગણીએ અનિત્ય,
જગની મમતા ત્યાગી રે—રાજનાં૦ ૧

### સાખી.

વિરહ થયો જિનરાજનો, કળિકાળમાં આજ;
મોહનો જોર વધ્યો જગે, કરે ન કો નિજ કાજ.
સુસંગ રંગ રહ્યો નહિ, કરે અનેક અકાજ,
નાચે મમતા નાગી રે—રાજનાં૦ ૨

### સાખી.

ધર્મને નામે અધર્મનાં, કરતાં મૂરખ કામ;
દેવને નામે લોભીઆ, મ્હોં માગ્યા લે દામ;
કુગુરૂ મદમાં માચીયા, ભૂલ્યા આતમ રામ,
થયા વૈરાગી રાગી રે—રાજનાં૦ ૩

### સાખી.

પૂર્વ પુન્યનાં યોગથી, મળ્યા **રાજ** ગુરૂરાજ;
માર્ગ બતાવ્યો મોક્ષનો, રાખી દિલમાં દાઝ,
**આત્મ-સિદ્ધી** આપીને, દીધું મ્હોટું સાજ,
થયા અમે સદ્‌ભાગી રે—રાજનાં૦ ૪

## સાખી.

ગચ્છ-મતની મમતા ગઇ, ઉરમા ગમે સુસગ,
ગુણ ગાઇએ ગુરૂરાજના, કરીએ ન આજ્ઞાભગ,
જડ ચેતનના જ્ઞાનથી, થયો અનગ અપગ,
શિવપ્રદ ખરી વાગી રે—રાજના૦ ૫

( ૧૫૨ )

રાગ—કાલિંગડો ત્રિતાલ

અમે શીદને જઈયે વનમા રે ?
ગુરૂરાજ મળ્યા જગ જનમા અમે૦
રાજચંદ્રનુ ધ્યાન ધરીને,
શાતિ લઈયે મનમા રે ગુરૂરાજ૦ ૧
દુષમ કાળે દેવને દિઠા,
ગ્હીએ ભાવ ભજનમા રે. ગુરૂરાજ૦ ૨
પૂર્વના પુન્ય ફળ્યા અમ આજે,
થયા ઘેલા ગુરૂ ગુણમા રે ગુરૂરાજ૦ ૩
શક્તિ પ્રદાયક છે ગુરૂ ભક્તિ,
ગ્હીએ ગુરૂના રટનમા રે ગુરૂરાજ૦ ૪
ગુરૂ વિણુ જ્ઞાન ન પામે કોઈ,
શ્રદ્ધા છે વીર વચનમા રે ગુરૂરાજ૦ ૫
કલ્પતરૂ સમ છે ગુરૂ જ્ઞાની,
ગ્રી ન મમતા ધનમા રે ગુરૂરાજ૦ ૬

નાના મોટા રંક ને રાણા, જ્ઞાનીને અજ્ઞાની;
ભજનાનંદ લેવાને પ્રીતે, બનો ખરેખર તાની.
સુભક્તો૦ ૬

કુંવારીબાળા વિધવા સધવા, યુવા વૃદ્ધાનારી;
પુત્રી ભગિની માતા સમજી, કરો ભકિત સુખકારી.
સુભક્તો૦ ૭

વિકારવૃત્તિ દુર કરીને બનો શુદ્ધ બ્રહ્મચારી;
મલીન વાસના દૂર કરોને, જે છે અતિ દુઃખકારી.
સુભક્તો૦ ૮

દુનિયારૂપી બજારમાંથી, ઉત્તમ વસ્તુ લેજો;
સુપાત્ર નિરખી વહાલ ધરીને, સુખકર શિક્ષા દેજો.
સુભક્તો૦ ૯

ભજન રંગમાં વિઘ્ન આવેતો, પ્રેમ ધરીને સહેજો;
શિવપદ અર્થે મસ્તક દેવા, સજજ થઇને રહેજો.
સુભક્તો૦ ૧૦

( ૧૫૫ )

## ભક્તિરંગ

મોયે પ્રેમકે ઝુલે ઝુલાવો કોઇ-એ ચાલ

જિન ભકિતનો રંગ જમાવો સહુ,
ત્રિલોક નાથને નયણે નિરખી;
મસ્તક સ્નેહે નમાવો સહુ. જિન૦ ૧

જગના જીવો મિત્રો માની,
અંતરંગથી ખમાવો સહુ જિન૦ ૨
દુર્લભ દેહનો લહાવો લેવા,
શિવપ્રદ દ્રવ્ય કમાવો સહુ જિન૦ ૩

( ૧૫૬ )

## જિન આણા

ભૈરવી ખેમટો

જિન આણા શિરપર ધરજોરે, કર્તવ્ય કદિ ન વિસરજો,
સંગઠનની શક્તિ સમરો, દુર્બલતા દિલડામાં ન ધરો,
બની બહાદુર જગમા ફરજોરે કર્તવ્ય૦ ૧
સંઘનાં અંગ ઉપાગો નિરખો, કરી ચિકિત્સા દોષો પરખો,
થઈ નિર્મલ તારી તરજોરે કર્તવ્ય ૨
તનને મનના રોગો ત્યાગો, મોહ નિદ્રાથી ઝટપટ જાગો,
શક્તિથી અરિ બળ હરજોરે કર્તવ્ય૦ ૩
પૃથ્વીના લોકો સહુ જાગ્યા, શુદ્ધી સંગઠનમા લાગ્યા,
બંધુ ભાવ દિલે ભરજોરે કર્તવ્ય૦ ૪

( ૧૫૭ )

## સેવા

રાગ–ભૈરવી–ત્રિતાલ

સેવામૃત રસ સાર જગમા—સેવા
સેવા મંત્ર જપો સદ્ભાવે, સર્વ જીવ સુખકાર જગમા૦ ૧
સેવાથી છે ગુણગણ સુલભ, સેવા સુખ ભંડાર જ૦ ૨

શિવકર જ્ઞાની સદ્‌ગુરૂ મલતાં,
ન રહી આશક્તિ તનમાં રે. ગુરૂરાજ૦ ૭

( ૧૫૩ )

## વીર પ્રભુને પ્રાર્થના

જુનું તો થયું રે દેવલ જુનું તો થયું—એ ચાલ.

વેલા વેલા આવો વાલા, વેલા આવો વીર !
કૃપાળુ ! જડવત્ થયેલા દિલમાં; વેલા આવો વીર વેલા૦

તત્ત્વ વેત્તાઓ નેતા, રહ્યા ન સંઘમાં રે;
રૂઢી રાક્ષસી આપે, સંઘને પીડ. કૃપાળુ ૧

વિત્તે વેચાયે બાળા, પશુ સમ હિન્દમાં રે;
ક્યાંથી આવે સંતતિમાં, ઉચ્ચ ખમીર. કૃપાળુ. ૨

મૂઢ માબાપો ભ્રમથી, લ્હાવો લેવા લાલચે રે;
લગ્ન હોળીમાં હોમે, બાળ શરીર. કૃપાળુ. ૩

કર્ત્તવ્ય ધર્મ તજીને, વૃદ્ધો પરણે બાળાઓ;
યુવતિ વિધવાના નેત્રે, નિત્ય વહે નીર. કૃપાળુ. ૪

ધીમંત શ્રીમંત સર્વે, વળગ્યા નિજ સ્વાર્થમાં રે;
રોતી વિધવાને આપે, નવ કોઇ ધીર. કૃપાળુ. ૫

પ્રગટાવો નાવિક દિલમાં, દયાની જ્યોત દયાળુ !
શિવકારી નાવ સંઘની, પામે ભવતીર. કૃપાળુ. ૬

( ૧૫૪ )

## ભક્તોના સ્થાનની સમાનતા

રાગ—ઠેમ તાન લાવણી

(પથીડા પ્યારા મુસાફર પ્યારુ ન તારૂ )—એ દેશી

સુભક્તો ભાવે, પ્રભુ ભક્તિ રસ ચાખો,
લોકની ભીતિ, મનમા લેશ ન રાખો—સુભક્તો૦

ઘાંચી મોચી દરજી સોની, તેલી ને તંબોળી,
માથે એવી ભક્તિ કરજો, અંતરપટને ખોલી.
સુભક્તો૦ ૧

કોળી માળી ભણશાળી, ને હજામ ને પીંજારા,
ભક્તિ સુધારસ પાન કરીને, બનો જગતથી ન્યારા
સુભક્તો૦ ૨

મુસલમાન ઈસાઈ પારસી, ખોજા વોરા ભંગી,
ભ્રાતૃભાવ ધરી અંતરમા, બનો ખરા સત્સંગી
સુભક્તો૦ ૩

વાણીક લુવાણા અને ભાટીયા, વાણુકરને કંદોઈ,
અભેદ ભાવ ધરીને ચિત્તમા, લોક લાજને ખોઈ
સુભક્તો૦ ૪

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્રમા, અભેદ વૃત્તિ ધરજો,
એક પિતાના બાળક સમજી, શુભગુણ અંતર ભરજો
સુભક્તો૦ ૫

ઠરાવો જો કાગળો પર રહેશે,
(તો) લવારો કરનારા સૌ કહેશે,
બોલો તેવું પાળો રે. યુવકો—૯

કહો નહી પણ કરી બતાવો,
અબળાઓને કદી ન સતાવો,
શિવકર શિખ સંભારો રે. યુવકો—૧૦

૨ ( સંવત ૧૯૮૫. કચ્છ નલીયા )

( ૧૬૨ )

## હિતબોધ

( તમે જો જો ન સમય આ વિતાવજો )

પ્રભુ વીરનાં ગુણોને સંભારીયે રે,
ભક્તિ નાવથી તરીયે ને તારીયે–પ્રભુ.

કામ ક્રોધ માન મદ મત્સર નિવારીયે,
વૈભવ વિલાસની કુવાસનાને ટાળીયે;
રાગદ્વેષ મોહ વૈરીઓને મારીયે રે. ભક્તિ. ૧

વીતરાગ પર રાગ દિલડામાં ધારીયે,
દેવ ગુરૂ ધર્મના મર્મને વિચારીયે;
દુર્લભ નરભવને ન હારીયે રે. ભક્તિ. ૨

દીન દુઃખી બાંધવોને બ્હેનો ઉદ્ધારીયે,
જ્ઞાન દાન આપી જગ જીવોને સુધારીયે;
શિવકર વીરવચન ન વિસારીયે રે. ભક્તિ. ૩

( ૧૬૩ )

## ધુત દૂર કરવા પરમાત્માને પ્રાર્થના

(વાના વેગે આવો ?) 'એ'દેશી

જગસ્વામી સુખકારીરે, અકળકળા પ્રભુ તારીરે,
અરજી સુણજો ધ્યાનથી હોજી,
હિન્દ દેશની પડતી જુગારથી થાય
જગ સ્વામી૦ ૧

સાખી—

ભારતવાસી ભ્રાંતિથી, માર્ગ ભૂલ્યા સુખકાર,
રાખે ન પ્રીતિ ખેતીમા, યત્ન કરે ન લગાર,
મજુરી મહેનત મૂકીને, સ્નેહે કરે જુગાર-
વૃત્તિ થઇ નઠારીરે—અરજી૦ ૧

છડેચોક સટ્ટો કરે, કોઇક રેમે જાય,
ચોર બજારે કોઇક નર, ખતે ખુવાર થાય,
અફીણ અળસી ચાદીમા, ધન પ્રાપ્તી દેખાય
ભ્રમણા થઈ છે ભારીરે—અરજી૦ ૨

અમીર ઉમરાવો અને, વકીલ વૈદ્ય સુજાણ,
રાજા મહારાજા અને, મજુર ભૂલ્યા ભાન,
લાલચ લાગી લક્ષ્મીની, જુએ જુગારે ખાણ
જુઓને ધારી ધારીરે—અરજી૦ ૩

દીન બન્યા લખપતિ ઘણા, કેઈક થયા બેહાલ;
જુગારમાં ધન ખોઈને, પીડે પ્રજા ભૂપાલ;
કર વધારે ખેતીપર, રહ્યો ન અંતર વહાલ.
થયા નૃપતિ દુઃખકારીરે—અરજી૦ ૪

બુદ્ધિ બગડી બાપજી, આવ્યો વિપરીત કાળ,
દેશ દાઝ દિલથી ગઈ, ન રહ્યો ક્યાં ધનમાળ;
લક્ષણ બગડયાં લોભથી, દેખાયે કળીકાળ.
અતિ થયા અવિચારીરે—અરજી૦ ૫

માત તાત બંધુ અને, ભગીની સુતને નાર,
જુગારીના જુલ્મો થકી, પામે ત્રાસ અપાર;
અન્ન-વસ્ત્ર વિણ રડવડે, સુખ ન મળે તલભાર.
જીંદગી થઇ અકારીરે—અરજી૦ ૬

ધર્મા ધર્મ સમજે નહિ, ગણે ન નીતિ ન્યાય,
પુન્ય પાપ માને નહિ, પ્રભુ પ્રીતિ નહિ ક્યાંય;
પર ભવ પર શ્રદ્ધા નહિ, કેવલ લક્ષ્મી ચહાય.
જીંદગી જાયે હારીરે—અરજી૦ ૭

નાથ નિહાળો નેહથી, જાશે ભારત લાજ,
ભક્તવત્સલ ભગવાન છો, ધારો દિલમાં દાઝ;
જુગારીને કરૂણા કરી, આપો નીતિ જાજ.
થાઓ રે શિવકારીરે—અરજી૦ ૮

( ૧૬૪ )

## મહા પાપી કોણ? જુગારી

રાગ ભૈરવી લાવણી

જુગારીને જુઠો સૌ જાણો, પ્રપચીને પાપી પૂરો,
નિર્લજ દભી ને ધુતારો, પરનુ પડાવામા શૂરો ૧
માત તાત બધુ સુત નારી, જુગારી જાણે દુ ખકારી,
ધર્મ કર્મના મર્મ ન સમજે, ફરજ વિચારે ન અવિચારી ૨
વિત્તને માટે માતા મારે, તાત વિદારે ધન કાજે,
બધુ સુત ભગીની નારીને, દુ ખ દેવામા નવ લાજે. ૩
ચોરી કરતા લેશ ડરે નવ, વેશ્યા ઘર વસતો નિત્યે
મદિરા પીને મસ્ત બને તે, માસ ભક્ષિ બનતો પ્રીતે ૪
વ્યસનોમા ચકચૂર બને તે, અધમાધમ છે જુગારી,
મજુરી મહેનત થાય ન તેથી, દ્યુત રમત જેને પ્યારી ૫
જુગાર સમ નથી પાપ જગતમાં, જુગારી છે પાપી સરદાર
જુગારીના માબાપો દુ ખીયા, જુગારીને ન મળે ઘરબાર ૬
જુગારીના વચને કો શ્રદ્ધા, રાખે નવ દદિ અ તરમા,
આ ભવનો અભ્યાસી તે તો, થશે જુગારી ભવાતરમા ૭
જુગારનુ ફળ નળને પૂછો, પાડવને પૂછો આજે,
શેઠ શાહુકારો એ વ્યસને, જેલ મહેલમા બીરાજે ૮
આ યુગમા ઘર ઘરમા નળ છે, પાડવ છે પગલે પગલે,
દમયતિ દ્રૌપદી સમ સતીયો રૂદન કરે ડગલે ડગલે ૯

સટ્ટાને પણ જુગાર સમજો. રેસથી કેઈ થયા પાયમાલ;
મોટરમાં ફરતાં આનંદે, પદચારી તે થયા તત્કાળ. ૧૦

રહી ન મેડી કે મોલાતો, બાગ બગીચા ને ધનધામ;
સટ્ટાની અગ્નિમાં હોમ્યા, દામ વિના ન મળે આરામ. ૧૧

વિત્ત વિના નર ખર સમજાયે, સગા સબંધી ન આપે સહાય;
સ્નેહી-મિત્રો રહેજ અળગા, સટોડીયો સૌમાં કહેવાય. ૧૨

જુગારને સટ્ટાથી અળગો, જે નર રહેશે આ કાળે;
આ ભવમાં તે સુખીયો થાશે, શિવ સુખ લેશે પરકાલે. ૧૩

( ૧૬૫ )

## વિઘ્ન વિનાશક રેંટીયો

( આ ગયા હય કર્મયુગ કુછ )–એ દેશી.

સ્વીકારજો સૌ સ્નેહથી, દુઃખસિંધુ તરવા રેંટીયો;
માતને પર બંધનેથી, મુક્ત કરવા રેંટીયો સ્વીકારજો. ૧

પૂર્વજોની ઋદ્ધિ સિદ્ધિ, નિત્ય સ્મરવા રેંટીયો;
દેશની દારિદ્રતાનું, દુઃખ હરવા રેંટીયો. સ્વીકારજો. ૨

દેશપર દિલમાં સદા; સદ્‌ભાવ ભરવા રેંટીયો;
કાલના વિકાલ મુખમાંથી ઉદ્ધરવા રેંટીયો સ્વીકારજો. ૩

દુઃખને સુખના દિનોમાં, ધૈર્ય ધરવા રેંટીયો;
શોકને સંતાપ સમયે, રંગે ફરવા રેંટીયો સ્વીકારજો. ૪

સ્વતંત્રતાની વાડીમાં, સુખથી વિચરવા રેંટીયો;
સ્વરાજની સુખ સંપદાને, સ્હેજે વરવા રેંટીયો સ્વીકારજો. ૫

( ૧૬૬ )

# ખાદીમાં ખાનદાની

ભૈરવી–લાવણી

ખાનદાની ખાદીમા માનો, ભારતભૂષણ સમજી મન્ન,
દેશ ઉદ્ધારક વિપદવિદારક, ખાદીથી શોભે છે તન્ન ૧

સ્વદેશ પ્રેમી હિન્દી હેડે, ખાદીપર ધરશે અનુરાગ,
દેશદાઝની દર્પણ ખાદી, કરાવતી ફેશનનો ત્યાગ. ૨

દીન દુખીની માતા ખાદી, લાલન ને પાલન કરનાર,
શક્તિ પ્રદાયક ભીખ નિવારક, મોહ વિદેશીનો હરનાર ૩

ઘરના બાળક ઘટી ચાટે, ઉપાધ્યાયને આપે લોટ,
મૂર્ખ શિરોમણિ પામર જનની,
ભારતમા કહો ક્યા છે ખોટ? ૪

વિદેશીમા પોઝીશન સમજી, સ્વદેશીથી જે જન શરમાય,
તે નર ખરસમ ભૂમિભાર થઇ,
ધિક્ ધિક્ પામીને કરમાય ૫

ગાંધીજીને સુખકર સમજી, ધરજો ઉરમા ખાદી પ્રેમ,
હોળીમા બાળી પરદેશી, સ્વદેશીનો લ્યો મત્વર નેમ ૬

લાજ દાઝ ને માજ વધારે, ઉન્નતિકારણ એ શુભ તાજ,
ખાનદાની ખાદીમા માની, સ્થાપો સ્નેહે સદ્ય સ્વરાજ ૭

( ૧૯૭ )

## સ્વદેશસેવાની ધુન

( ચાદર ઝીણી રામ ઝીણી )—એ દેશી.

દેશોદયની લગની લાગી, ભ્રાંતિ ભીતિ ભાગી
દેશોદય.
મોહનના મુખથી મન મોહક; સ્વદેશી બંસી વાગીરે;
જાતિ પંથના ભેદ ભૂલી હું, થયો દેશનો રાગી.
દેશોદય. ૧.
સમજી સેવા ધર્મ કર્મને, માયા મમતા ત્યાગીરે;
સ્વદેશીના રંગે રંગાયો; વિદેશીનો વૈરાગી.
દેશોદય. ૨
પશ્ચિમની સંસ્કૃતિ સમજું છું, દુઃખકર ડાકણ નાગીરે
વિલાસ ને વૈભવની વૃત્તિ, કરી હવે તો આઘી.
દેશોદય. ૩
દેશદાઝ દિલમાં નવ રાખે, તે પશુ સમ દુર્ભાગી રે;
ભારતના ભક્તોને માનું, દેવ સમાન સુભાગી.
દેશોદય. ૪

( ૧૯૮ )

## યુવકોને કર્ત્તવ્યપ્રેરણા.

( જીવડા હજી જરા તો ચેત )—એ દેશી.

જાગો જાગો યુવકો આજ, સત્વર સ્વરાજ લેવા
કાજ, ધારો દિલમાં દેશની દાઝ—જાગો૦

નોકરશાહી ગામેગામે, જુલ્મ કરે છે ન્યાયને નામે,
ચલાવે ધોળે દહાડે લુટ, સુતા શુ સોડ તાણી રે?
જાગો૦ ૧

પંજાબના તો ક્રૂર પ્રસંગો, સ્મરતા ઉકળે અંગોપાંગો,
થયા છે શિશુના હાલ હવાલ, સતીની લાજ
લુટાણી રે—જાગો૦ ૨

ડાયર ને ઓડવાયર શાહી, બને ન ભારતમા
ફરી કયાંઇ,
કરવા ભાવીનો નિરધાર, ભારતસભા ભગાણીરે
—જાગો૦ ૩

ગાંધીજી શિરદાર થઇને, અસહકારનુ શસ્ત્ર લઇને,
ફુકે ધર્મયુદ્ધનો શંખ. ઉઠો વચન પ્રમાણીરે
—જાગો૦ ૪

ગવર્નમેન્ટની છાયા ત્યાગો, પ્રાણ પડે સત્
ન્યાયજ માગો,
ગ્રહો મોક્ષ શેખ આગમ, આજ્ઞા હિતકર માનીરે
—જાગો૦ ૫

માન ચાંદનો મોહજ મૂકો, ગતિમાત્ર સન્માર્ગ
ન ચુકો,
ભુલાયો વકીલોની વકીલાત, દેશને દુ:ખકર જાણીરે
—જાગો૦ ૬

રાષ્ટ્રીયશાળાઓ ઝટ સ્થાપો, અદાલતોના
મૂળજ કાપો.
શ્રીમંત ધીમંત સૌ નરવીર, બતાવો હિન્દનું
પાણીરે—જાગો૦ ૭

( ૧૬૯ )

## દીન ભારતની યાચના.

( કોઇ સાચા સંતો આવો રે )—એદેશી.

ભારતના વિઘ્ન વિદારો રે, નાથજી નેહ ધરીને;
તુમ કૃપા વિના નવ આરો રે, નિરખો નજર કરીને.
ભારત સંતાનો પરની, આશામાં પંથજ ભૂલ્યા;
કામ ક્રોધ મોહ મદથી, કુલણજી થઇને કુલ્યા;
વિદેશી દેખીને ડુલ્યા રે, સુબુદ્ધિ આપી સુધારો
ભારત૦ ૧

નિઃશસ્ત્ર પ્રજા અવનિમાં, ભારત જેવી નવ જડશે;
વીરતાના વારસદારો; તુમ સ્હાય વિના ટળવળશે;
ધીરજ ક્યાં સુધી ધરશે રે; શ્રદ્ધા બળને વધારો
—ભારત૦ ૨

પ્રભુ! બ્રીટીશ ન્યાયને બ્હાને, નોકરશાહી અભિમાને;
કરે ક્રૂર જુલ્મ વિણ ભાને, નવ સુણે શબ્દ કો કાને;
માન-મર્દનમાં સુખ માને રે, ડાયર કૃત્ય નિહાળો
—ભારત૦ ૩

પજાળની પીડા પેખો, સતી લાજ લુટાણી દેખો;
મરતાને મારી મેખો, માર્શલલોને ન ઉવેખો,
આ જુલ્મો ક્રૂરજ લેખો રે, ન્યાય કરી અવધારો
—ભારત૦ ૪

સ્વદેશી લગની લાગે, વિદેશી વૃત્તિ ભાગે,
ખાદી સ્નેહે સૌ માગે, કરી વિલાસવૃત્તિ આઘે,
સહુ દેશ સેવામાં જાગે રે, એ ઉપજાવો વિચારો,
—ભારત૦ ૫

( ૧૭૦ )

## સ્વદેશી મંત્રના જાપથી સ્વરાજ સિદ્ધિ

ગઝલ

સ્વદેશ સેવા કરો સર્વદા, મુશીબતોને ઉઠાવી શિરપર,
મર્દ થઇ નવ ડરો ટોઇથી,
માગો મૃત્યુ દેશોદયકર્ ૧

પીંજરના પોપટ પેઠે, પામર થઇને પડયા રહ્યા શું ?
સ્વતંત્રતા દેવીને વરવા,
બંધન તોડો બહાદર નરવર. ૨

દુઃખના ડુંગર નજરે નીરખી,
પાછા પગલું દી ન ભરજો,
સ્વર્ગ સમાન ગણો શુળીને,
બનો અમરપદ લેવા તત્પર ૩

સ્પષ્ટોક્તિમાં કહો ગર્વથી, શિર અર્પીને સ્વરાજ લેશું;
જેલ ગણીશું મ્હેલ પ્રમાણે,
ધરી દેશની દાઝ ખરેખર. ૪

ખાદીમાં આબાદી માનો, વિદેશીમાં બરબાદી જાણો;
સ્વદેશી વસ્ત્રે તન શોભાવી,
કૃતાર્થ જીવન કરો બરોબર. ૫

નેતા માની ગુરૂ **ગાંધીજી**, પ્રેમ ધરીને પ્રાણ પાથરો;
સ્વરાજ સિદ્ધિ અર્થે નિશદિન,
સ્વદેશી મંત્ર જપોને સુખકર. ૬

( ૧૭૧ )

## અસ્પૃશ્યતાથી સ્વરાજ્યમાં અંતરાય

( કવાલી. )

ભારતવાસી બાંધવ બ્હેનો, સત્ય ધર્મના મર્મ લહો;
ઉંચ નીચની કરી કલ્પના, અધર્મને નવ ધર્મ કહો. ૧

ગાય ભેંસને શ્વાન સાંભર્યા, પશુ પંખી પર પ્રેમ ધરો;
અત્યંજથી અળગા રહેવાનું, પાપી પગલું શીદ ભરો ? ૨

ટીલાં ટપકાં બહુ તાણો છો, તપ જપ માંહે ધર્મ ગણો;
દેવોને દુર્લભ નરતન જે, ક્રૂર થઇને કેમ હણો ?—૩

સંધ્યાવંદન પ્રભુ પૂજનથી, અંતરંગમાં અતિ હરખો;
ભગવત સુત ભંગીને ભાવે, બંધુ ગણીને નવ નિરખો. ૪

દયા ધર્મ મુખથી નિત બોલો, મર્મ ન સમજો અ તરમા,
પ્રભુ સુત પ્રભુ સમ સમજે ધર્મી ધર્મ ન ત તર મ તરમા ૫
નિજ સમ પર જીવન ગણુવામા, ગીતા સાચુ જ્ઞાન કહે,
અ ત્યજને અસ્પર્શ્ય ન સમજે, સ્વર્ગીય સુખ તે તેજ લહે ૬
જે માતા સમ મેલ ઉપાડે, ભગી ભ્રાતા તે ભય પામે,
રોગ મુક્ત રાખે ભારતને, દૂર રહે ગામો ગામે ૭
સ્વરાજ તે શી રીતે મળશે ? ન્યાથી સાથે નાથ રહે,
શાતિ અર્પે તે સુખ પામે, જુલ્મ કરે તે જુલ્મ સહે ૮

( ૧૭૨ )

## સુતેલા હિન્દી વીરાઓને કળા કૌશલ્યના કાર્યો કરવા પ્રાર્થના.

કવાલી

( અરે ! સસારમા નર નાગ, કૃતઘ્ની કોણ છે એવો ?) એ દેશી

સુતેલા હિન્દના હીરા, હવે હદ થઇ ઉઠો વીરા,
જુઓ નિજ માતની પીડા, કરોડો ખાય છે કીડા.
સુતેલા૦ ૧

અમેરિકાની ઉત્ક્રાતિ, વિલોકીને તજો ભ્રાતિ,
ગઈ ક્યા પૂર્વની કાતિ ? પ્રમારી શુ રહ્યા શાતિ ?
સુતેલા૦ ૨

કળા કૌશલ્ય ખીલાવો, લઇ લ્યો જન્મનો લ્હાવો,
ખરૂં સામર્થ્ય પ્રગટાવો, પ્રયત્નોના ગુણ ગાવો
સુતેલા૦ ૩

જુઓ જાપાનીઓ શૂરા, કળા–કૌશલ્યમાં પૂરા;
કરો આલસ્યના ચૂરા, ધરો નિજ દેશની ધુરા.
સુતેલા૦ ૪

ઉઠો સત્વર હવે વ્હાલા, વખત વિતાવો છો ઠાલા;
બચાવો બાલને બાલા, ખોલી ઉદ્યોગની શાળા.
સુતેલા૦ ૫

( ૧૭૩ )

## સુતા શું સોડ તાણીને ?

( કવાલી )

(જીગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે)—એ દેશી.

દશા આ શી થઇ આજે ? અવનિમાં હિન્દ તો લાજે;
ઉઠો નિજ ઉન્નતિ કાજે, સુતા શું સોડ તાણીને ?
દશા. ૧

સુજ્ઞાની દેશ ગણાતો જે, સુખી સૌમાં જણાતો જે;
વિરોધોથી હણાતો તે, સુતા શું સોડ તાણીને ?
દશા. ૨

કરોડો છે સુતો જેના, કહો છે પૃથ્વીમાં કેના ?
છતાં શા હાલ આ એના ? સુતા શું સોડ તાણીને ?
દશા. ૩

સહ્યા બહુ જુલ્મના ભાલા, પરસ્પરમાં લડયા ઠાલા;
સ્થિતિ સમજો હવે વ્હાલા, સુતા શું સોડ તાણીને ?
દશા. ૪

હવે હિન્દુ મુસલમાનો, જીવનમા એકતા આણો,
કરો કુચ કુચ અહી કરમો, સુતા શુ સોડ તાણીને ?
દશા ૫

તજી વિલાસ આસક્તિ, ધરો સાદાઇમા ભક્તિ,
સ્ફુરાવો આત્મની શક્તિ, સુતા શુ સોડ તાણીને ?
દશા ૬

કરો આળસ અરિને દૂર, રહો ઉદ્યોગમા ચકચુર,
બતાવો હિન્દનુ તો નૂર, સુતા શુ સોડ તાણીને ?
દશા ૭

જુઓ મોહન જગાડે છે, મધુર બસી વગાડે છે,
ફરી લગની લગાડે છે, સુતા શુ સોડ તાણીને ?
દશા ૮

સ્વદેશી ધુન લાગી છે, વિદેશી વૃત્તિ ભાગી છે,
સુતેલી હિન્દ જાગી છે, સુતા શુ સોડ તાણીને ?
દશા ૯

( ૧૭૪ )

## ભારતમાં "એ દિન કયારે આવશે"

( કવાલી )

જ્યા જ્યા નજર મારી ઠરે, યાદી ભરી ત્યા આપની—એ દેની

એ દિન કયારે આવશે ? ભારત સુતો સૌ જાગશે,
જ્યારે સહૂ મતવાદ મૂકી, તત્ત્વ દૃષ્ટિ ધારશે
એ દિન ૧

બ્રહ્મત્વ જાણી બ્રાહ્મણો, સત્કર્મ ધર્મ વિચારીને;
મદ મોહ મમતા મારવા, નિજ પૂર્વજો સંભારશે.
એ દિન. ૨

ક્ષાત્ર તેજની જ્યોત જોવા, ક્ષત્રીય વીરો જાગીને;
કુસંગ જન્ય કુવાસના, દુઃખકાર સમજી નિવારશે.
એ દિન. ૩

**વૈશ્યો** વિચારી પૂર્વજોની, વિત્તવર્ધક શક્તિને;
સટ્ટા વિષે બટ્ટો ગણી, વ્યાપારને સુધારશે.
એ દિન. ૪

સ્વીકારી સેવાધર્મ **શુદ્રો**, ઉદય કરવા હિન્દનો;
સ્વદેશીનું વ્રત ધારીને, વિદેશી વૃત્તિ વારશે.
એ દિન. ૫

સાધુઓ સદ્ધર્મ સમજી, ભેદભાવ ભૂલાવવા;
ભ્રાતૃભાવ વધારીને, કુસંપ વૈરી વિદારશે.
એ દિન. ૬

**લેખકો** લેખન કળાથી, હિન્દિની હાલત લખી;
હિન્દના હીરા જગાડી, જ્ઞાન પ્રેમ વધારશે.
એ દિન ૭

વક્તૃત્વ-શક્તિ વિકાસવા, **વક્તા** વચનના વેગથી;
યુવકોને પથ દર્શાવવા, ગુણકારી વચન ઉચ્ચારશે.
એ દિન. ૮

સીતાદિ સતીયો સેવ્ય સમજી, પ્રેમદાઓ પ્રેમથી,
જીવન સુધારી સતતિનુ, હિન્દને ઉદ્ધારશે
એ દિન ૯

મન વચનને કર્મમા, દર્શાવી એકાકારતા,
અશ્રેમરો કર્ત્તવ્ય માની, તપ્ત જીવો ઠારશે
એ દિન ૧૦

ધર્મમૂર્ત્તિ ગાંધીનુ, વર્ત્તન વિચારી વિવેકથી,
હિતકાર જાણી હિન્દિઓ, તરીને અવરને તારશે
એ દિન ૧૧

( ૧૭૫ )

## અમે હિન્દી

( રાગ-ભૈરવી તાલ ખેમટો )

હિન્દ માત હૈયે ધરનારા રે,
અમે હિન્દી જગ હિતકાગ,
રામ કાનના અમે સંતાનો,
પ્રભુપદનો અમને પરવાનો,
જ્ઞાન દાન દેનારા રે—અમે૦ ૧

બુધ વીરના કરીએ ગાનો,
પગને ઠાજે દઇએ પ્રાણો,
સંકટો સુખે સહેનારા રે—અમે૦ ૨

બ્રહ્મત્વ જાણી બ્રાહ્મણો, સત્કર્મ ધર્મ વિચારીને;
મદ મોહ મમતા મારવા, નિજ પૂર્વજો સંભારશે.

એ દિન. ૨

ક્ષાત્ર તેજની જ્યોત જોવા, ક્ષત્રીય વીરો જાગીને;
કુસંગ જન્ય કુવાસના, દુઃખકાર સમજી નિવારશે.

એ દિન. ૩

**વૈશ્યો** વિચારી પૂર્વજોની, વિત્તવર્ધક શક્તિને;
સટ્ટા વિષે બટ્ટો ગણી, વ્યાપારને સુધારશે.

એ દિન. ૪

સ્વીકારી સેવાધર્મ **શુદ્રો**, ઉદય કરવા હિન્દનો;
સ્વદેશીનું વ્રત ધારીને, વિદેશી વૃત્તિ વારશે.

એ દિન. ૫

સાધુઓ સદ્ધર્મ સમજી, ભેદભાવ ભૂલાવવા;
ભ્રાતૃભાવ વધારીને, કુસંપ વૈરી વિદારશે.

એ દિન. ૬

**લેખકો** લેખન કળાથી, હિન્દિની હાલત લખી;
હિન્દના હીરા જગાડી, જ્ઞાન પ્રેમ વધારશે.

એ દિન ૭

વક્તૃત્વ-શક્તિ વિકાસવા, **વક્તા** વચનના વેગથી;
યુવકોને પથ દર્શાવવા, ગુણકારી વચન ઉચ્ચારશે.

એ દિન. ૮

મૃષ્ટિની સેવાનો લાવો,
અમેજ લીધો એ અમ હાવો,
ફુરબાની કરનારા રે—અમે૦ ૧૦

કર્મે અમારી કીધી કસોટી,
દુધ ખાનારાને દીધી ન રોટી,
લખ્યા લેખ લેખનારા રે—અમે૦ ૧૧

નિજ ઘરમા અમે થયા પરાયા,
વહીવટ કરવા આવ્યા ડાહ્યા,
પરાધીન થનારા રે—અમે૦ ૧૨

દેવ સ્વરૂપે દાનવ દેખ્યા,
માનવ રૂપે રાક્ષસ પેખ્યા,
નજરે જુલમ જોનારા રે—અમે૦ ૧૩

જોર જુલ્મને તાબે ન થઇયે,
કરી સત્યાગ્રહ કષ્ટો સહીએ,
દુખેથી નવ ડરનારા રે—અમે૦ ૧૪

( ૧૭૬ )

## સ્વામી વચ્છલ.

( ભાવે ભજો ભવિયો ભગવાન ) એ ચાલ

દીન દુખી પર દયા કરો,
સ્વામી વચ્છલ એજ ખરો દીન

અજ્ઞાની અબળાઓ નિરખી,
અતરમા કઇ દાઝ ધરો સ્વામી૦ ૧

અનાથ વિધવાઓની વિપદા,
દુર કરીને ઉરમાં ઠરો. સ્વામી૦ ૨
કીર્તિ કામના ધરી અંતરમાં,
માન અરિથી હવે ન મરો. સ્વામી૦ ૩
ભક્તિ, પ્રીતિ દયા ધરીને,
ઉજમણું કરી કર્મ હરો. સ્વામી૦ ૪
વનિતા વર્ગને વિદ્યા આપી,
શિવ સુંદરીને સદ્યવરો. સ્વામી૦ ૫

( ૧૭૭ )

## માનવ જીવનની મહત્તા

રાગ ભૈરવી, તાલ ત્રિતાલ

માનો માનવ દેવ સમાન,
દેવને દુર્લભ માનવ ભવ આ,
પ્રાપ્ત કરે પુન્યવાન. માનો ૧
માનવ રામ, કાનને શંકર,
બુદ્ધ, વીર, રહીમાન. માનો. ૨
માનવ જ્ઞાની ધ્યાની માનવ,
માનવ મુનિ ગુણવાન. માનો. ૩
ચિંતામણિ સમ માનવ તન આ,
એ વિણ મુક્તિ ન માન. માનો. ૪
માનવ સંતાનોની રક્ષા,
જે કરે તે ભગવાન. માનો. ૫

( ૧૭૮ )

## જૈનો જય કરનારા

રાગ ભૈરવી તાલ ત્રિતાલ

( પામ્યો પામ્યો પદમણી નાર રે ) એ ચાલ

જિનવરને અનુસરનારારે અમે જૈનો જય કરનારા
હારે અમે જૈનો જય કરનારા—જિનવરને
જીતનારને જિનવર કહીયે,
જિનના સુત અમે નિજ પદ લઈએ,
અરિ સંગે લડનારારે—અમે ૧
શત્રુ જય છે સુલભ અમને,
સિદ્ધ હસ્ત છે અમ અરિદમને,
અરિનુ બળ હરનારારે—અમે ૨
ઋશભાદિક તિર્થંકર સ્મરીએ,
ગણધર મુનિવરને ન વિસરીયે
નવકારમંત્ર જપનારા રે—અમે ૩
વીર વચનને શિરપર ધરીયે,
આણાભંગ કદિ નવ કરીયે,
અભયદાન દેનારારે—અમે ૪
ગજસુકુમારની સમતા નિરખી;
વંદન કરીયે મનમા હરખી,
મહાવીર ભજનારારે—અમે ૫

મેતારાજ પર નઝર અમારી,
દેહની દૃષ્ટિ દઇએ નિવારી;
આત્મિક સુખ લેનારારે–અમે. ૬

દેવને દુર્લભ નરભવ જાણી,
માનવને નવ કરીએ હાની;
વિપદા વિદારનારારે–અમે. ૭

રત્નખાણ મહીલાઓ માની,
આગમમાં શ્રી વીરે વખાણી;
સતીઓને સ્તવનારારે–અમે ૮

કર્મ મર્મ સમજી સત્સંગે,
ભોગવીએ અમ ઉદય ઉમંગે,
ઉદયાધિન રહેનારારે–અમે. ૯

લખ્યું લલાટે મિથ્યા ન થાશે,
એ શ્રદ્ધા બળ છે અમ પાસે
મયણા સુદરી સ્મરનારારે–અમે. ૧૦

પરિષહને ઉપસર્ગો સહીયે,
દુઃખ દે તેને દોષ ન દઇએ;
દુઃખમાં સુખ ગણનારારે–અમે. ૧૧

દ્રવ્ય ગુણ પર્યાય પીછાણી,
દેવ, ગુરૂ સદ્દ ધર્મને જાણી;
મોહથી મુકત થનારારે–અમે ૧૨

સપ્ત ભંગી નય સપ્ત સમજીએ,
સ્યાદ્વાદે હઠવાદને તજીએ;
અનુભવામૃત પીનારારે—અમે ૧૩

જડ ચેતનના ધર્મ વિચારી,
સમ્યક્દૃષ્ટિ કરી સુખકારી;
આત્મગુણે રમનારારે—અમે ૧૪

તપ, જપ, સંયમ ભાવે અમને;
તિર્થની સેવા કરી સુમને,
શિવ પદને વરનારારે—અમે ૧૫

( ૧૭૯ )

## હાલરડું

( કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે.) એ ચાલ

બોલ મારા બાલુડા તું બોલ મીઠું મીઠું
જનની બોલાવે તું બોલ,
પ્રેમ ધરી હૈડું તો ખોલ બોલ૦

મધુર નાદથી પ્રભાતે કોકિલા જગાડે,
પંખીડાના ગાન સુણી ડોલ. પ્રેમ ધરી ૧

તણખલાને ખાઇ ગાય. દુધલડા આપે,
પશુઓનું કરી લે તું તોલ, પ્રેમ ૨

મીઠી મીઠી કેરી આપે, આબો પાણી પીને,
કર તું વૃક્ષોનો મોલ પ્રેમ ૩

પૃથ્વી કણ એકનાં સહસ્ર કણ આપે,
એમાં ન ગણજે તું પોલ. પ્રેમ ૪

"માનવીનાં ધર્મને હું" આચરીશ સ્નેહે
એવો માગે સહુ કોલ. પ્રેમ ૫

"મારો દેશ દેશનો હું" એવી દૈવી ભાવનાને,
પ્રીતે અંતરમાં તું ચોલ. પ્રેમ ૬

કર્મ ધર્મ મર્મ પશુ પંખીડાં ણતાવે;
દિલનાં વગાડીને ઢોલ. પ્રેમ ૭

( ૧૮૦ )

## આણો ધર્મ

રાગ કાલિંગડો તાલ ત્રિતાલ,

( જે કોઈ પ્રેમ અંશ અવતરે ) એ ચાલ.

વૃથા તું વીરનો જપ નિત્ય કરે,
વીરની આજ્ઞા દિલમાં ન ધરે;
દયા, પ્રેમ, શાંતિને સમતા,
વીર પ્રભુના સ્મરે;
તપ, સંયમ, વૈરાગ્ય વિલોકે,
મોહ મદમાં તોયે મરે—વીરની ૧

સંગમનાં ઉપસર્ગ સંભારે,
સ્વયં વિપદથી ડરે;
ચંદન સમ શીતળ પ્રભુ પેખી,
અંતરમાં નવ ઠરે—વીરની ૨

દર્શન, પૂજન સેવન કરતા,
રગ રગ ભાવ ન ભરે;
તરવાની કેવળ વાતોથી,
તારૂ કોઇના તરે—વીરની ૩

( ૧૮૧ )

## સદ્ગુણ શણગાર

રાગ ધનાશ્રી

શોભે સુગુણી નાર, જગમા શોભે સુગુણી નાર—
મધુર વચન મુખમા છે જેનાં,
જગ જન મન હરનાર. જગમા ૧

સુખ દુખમાં સમવૃત્તિ જેને,
ઠારીને ઠરનાર. જગમાં ૨

દીન દુખી પર દયા અંતરમાં,
દુઃખમા સહાય દેનાર જગમા ૩

કલહ-કંકાસ કરે નવ કોઈ,
સતોષે રહેનાર જગમા ૪

શીયળથી શોભાવે તનને,
સજે સદ્ગુણ શૃગાર જગમા. ૫

( ૧૮૨ )

## મહીલાઓને ચેતવણી

(વાલા વેગે આવો રે) એ ચાલ.

અવિદ્યા તિમીર વિદારો રે, મહિલા વર્ગ સુધારો રે;
બહાદુર બ્હેનો ! આજથી હોજી,
જ્ઞાન વિના નવ જીવન સુખ મય થાય—અવિદ્યા૦

સાખીઓ.

પુરૂષ અને નારી મળી, પૂરણ અંગ ગણાય,
સર્વ શાસ્ત્રનો સાર એ, વિવેકીઓને જણાય;
પણ નારી સત્તા બળે, પુરૂષ વર્ગથી હણાય,
સ્વપ્ને સુખ નવ ધારો રે—બહાદુર. ૧

સાઠ વર્ષનો ડોસલો, બાર વર્ષની નાર,
નજરે નિરખે છે છતાં, વદે ન વચન લગાર;
વરઘોડો કાઢી કહે, "જુઓ આ આર્ય સંસાર"
વચન વિવેકે વિચારો રે—બહાદુર. ૨

દયા વિનાંના દાનવો, ભારતમાં પેખાય,
'આપ સુખી તો જગ સુખી,' કહેવતમાં લેખાય;
અબળાનાં શ્રાપો વડે, દેશ દુઃખી દેખાય,
સત્વર કરજો સુધારો રે—બહાદુર. ૩

સમાજમાં મેમ્બર થઇ, સમજો નારી ધર્મ,
સુસંગને સદ્ગ્રંથથી, દૂર કરો સૌ ભર્મ;
સારાસાર વિચારથી, આગમનો લ્યો મર્મ,
હિમત કદિ નવ હારો રે—બહાદુર. ૪

( ૧૮૩ )

## સુખી દંપતી

( ભયા મત કરના અભિમાન ) એ ચાલ.

દંપતી સુખમાં તે રહેનાર, જે સમજે છે ધર્મનો સાર-દં.
પતી ધર્મ પતીઓ જાણીને, પત્નિને સુખ દેશે,
સતી ધર્મ સતીઓ સમજીને, સ્વર્ગીય લહાવો લેશે-દં ૧
પ્રાણ રૂપ પત્નીને જે નર, દેવી રૂપે ગણશે,
ભાગ્યવંત તે દેવ પ્રમાણે, સંકટ સહેજે હણશે-દં ૨
બાળ ચાળ લગ્નો નવ માનો, ધર્મ મર્મને સમજો,
લગ્ન ગાઠથી જોડાઇને, સ્નેહે કષ્ટો ખમજો- દં. ૩
સુગુણીનારી સ્વામી સંગે, જીવન સાર્થક કરશે,
સપી ભવનો લ્હાવો લઇને, હિન્દની વિપદા હરશે-દં ૪
કેવળ યશ કિર્તિને કારણ, લગ્ન કદિ નવ કરજો,
દેવ દેવી સમ બાળ રત્નના, દુર્લભ જીવન સમરજો-દં ૫
સુખમય જીવન યાત્રા કરવા, પ્રેમમા વૃત્તિ રાખો,
સમજીને કરો લગ્ન સુતોના, અમૃત સમ ફળ ચાખો-દં ૬

( ૧૮૪ )

## અગ્રેસરોને અરજી

( વાલા વેગે આવો રે ) એ ચાલ

આગેવાનો આવો રે, ન્યાયી પદ શોભાવો રે
શરણે સમજી બાળિકાઓજી,
માત તાતતો લાલચમાં લપટાય-આગેવાનો

સાખીઓ—

બાર વર્ષનાં બાળને, સાઠ વર્ષની નાર,
પરણાવો સહુ પ્રેમથી, કરી ઉત્સવ સુખકાર
ડોસી દેખી બાળને, જો નવ ઉપજે પ્યાર
તો કાં કન્યા સતાવો રે–શરણે ૧

કુસુમ કળી સમ બાળકી, સાઠ વર્ષનો નાથ,
લાલચમાં લોભાઇને સોંપો તેને હાથ;
વિવેકથી વિચારજો, કેવો લાગે સાથ ?
અબળાનો છે દાવો રે–શરણે ૨

સર નાઈટ, જે. પી. વળી, કે. સી. આઇ. કહેવાય,
વકીલ બેરીષ્ટર અને, ડોકટર પદવી ધરાય;
કવિ, લેખક, વકતા તથા, પંડિતમાં લેખાય,
ન્યાય કરીને જણાવો રે–શરણે ૩

( ૧૮૫ )

## સુખકર શ્રી વર્દ્ધમાન

રાગ ધનાશ્રી (ત્રિતાલ)

સુખકર શ્રી વર્દ્ધમાન સ્મરીયે—સુખકર
ત્રિશલા સુતનો જન્મ સુણીને,
ઇંદ્ર કરે ગુણગાન—સ્મરીયે૦ ૧
અવિદ્યા તિમીર વિદારણ કારણ,
પ્રભુજી સૂર્ય સમાન—સ્મરીયે૦ ૨

પિતૃ ભક્ત પ્રભુ જનની ઉદરે,
નવ ચુક્યા રે નિશાન—સ્મરીયે૦ ૩
પુત્ર ધર્મનો મર્મ જણાવે,
લહી પ્રીતે પચ્ચખાણ—સ્મરીયે ૪
વડીલ બધુની શાતિ અર્થે,
રહ્યા ઘરે ગુણવાન—સ્મરીયે૦ ૫
ભર યૌવનમા સયમ લેવા,
સજ્જ થયા ભગવાન—સ્મરીયે૦ ૬
સગમના પરિસહ સહી સ્નેહે,
આપે ક્ષમાનુ દાન—સ્મરીયે૦ ૭
પ્રચંડ ચડ અહિને નિરખી,
હરખી કરાવે ભાન—સ્મરીયે૦ ૮
જગલમા મગળ માનીને,
કરતા નિશદિન ધ્યાન—સ્મરીયે૦ ૯
કઠણ કર્મનુ ચુરણ કરીને,
પામ્યા પદ નિર્વાણ—સ્મરીયે૦ ૧૦

( ૧૮૬ )

## સંપ

રાગ ધનાશ્રી ત્રિતાલ

સપજ સુખની ખાણ સમજતુ સંપજ૦
સપ દેવ જે ઘરમા વસતો,
તે ઘર સ્વર્ગ સમાન-સ૦ ૧

કુસંપ વિષ વ્યાપક જે ઘરમાં;
ગણીએ તે સ્મશાન—સ૦ ૨
સંપ વિના સુખમય નવ જીવન,
એ શિક્ષા ધર ધ્યાન—સ૦ ૩
જ્ઞાતિ, કોમ કે દેશોન્નતિ,
સંપ વિના નવ માન—સ૦ ૪
પિતા, પુત્ર કે બંધુ ધર્મનું,
સંપ કરાવે ભાન—સ૦ ૫
સંપવિના શાંતિ નવ જગમાં
એમ વદે ભગવાન—સ૦ ૬

( ૧૮૭ )

## ઉદ્યમ

રાગ કલ્યાણ તાલ ત્રિતાલ

" ઉદ્યમ વિણ નવ થાશે સુધારો "
( એ ) અનુભવિનાં ઉદ્ગારો—ઉદ્યમ૦
દુર્બલતા દિલમાં નવ રાખો,
પ્રમાદ રીપુને વિદારો—ઉદ્યમ૦ ૧
ઉત્સાહ, સાહસ અને વીરતા,
હિમ્મત ધીરજ ધારો—ઉદ્યમ૦ ૨
કર્મ યોગનો મર્મ વિચારી;
કરો સત્કર્મ પ્રચારો—ઉદ્યમ૦ ૩

ભાગ્ય ભરોસે રહો ન કોદિ,
હુન્નર કળાને વધારો—ઉદ્યમ૦ ૪
શિવકારી વાણી સુખકારી,
હિતકર જાણી સ્વીકારો—ઉદ્યમ૦ ૫

( ૧૮૮ )

## પરધન ન લેવા સદ્બોધ

રાગ ભૈરવી-ત્રિતાલ

વિવેકે વીર વચનનુ વિચાર
'નાના મ્હોટા રંક કે' રાણા,
સહુના હિત કરનાર-વિવેકે ૧
ચાર પોરના ચોસઠ પૈસા,
પ્રાપ્ત કરે નિરધાર.
એક પળમા તે લીધા તે,
થયો પ્રાણ હરનાર-વિવેકે ૨
દૂધ, દહીં, ઘૃત, સાકર કરતા,
સુખકર સમજુ જુવાર,
હળણુ હળવા દેહ ધરી છે,
પાપ પથે ન જનાર-વિવેકે ૩
પરધન લેતા પ્રાણુજ લીધા,
એ આગમનો સાર,
પ્રાણુજતા પણુ પાઈ ન લેવી,
એ વ્રત દિલમા ધાર-વિવેકે ૪

( ૧૮૯ )

## જનુની

રાગ આશાવરી-ત્રિતાલ

જગમાં જનુનીની જોડી ન જોઇ,
મા સમ ગુરૂ નવ કોઇ—જગમાં
સ્નેહે સુગુણી માડી સુતને,
સુબોધ આપી સુધારે;
પુન્ય પાપનાં ફળ સમજાવી,
પાપી પથથી નિવારે—જ૦ ૧
ધર્મી માતાનો સુત ધર્મી,
નઝરો નઝરે નિરખું;
ધન્ય ધન્ય જીવન મમ સંમજી,
રોમ રોમમાં હરખું.—જ૦ ૨
વચનામૃતરસ પાન કરીને,
અચોરી વ્રત ચિત્ત ધારૂં;
સારૂં સુખમય જીવન ગાળી,
કુવાસનાને નિવારૂં—જ૦ ૩

( ૧૯૦ )

## જુગારી સ્ત્રી

રાગ આશાવરી ત્રિતાલ.

હું તો અધમાધમ થઈ નારી,
દ્યુતે રતિ ધરનારી—હું૦

માત તાત મમ દ્યુત રમવામા,
પ્રીતિ અંતરમા ધરતા,
લોક લાજને કોરે મુકી,
પ્રભુથી દિલમા ન ડરતા—હું૦ ૧
નિરખી રીતી માત તાતની,
હુ પણ દ્યુતજ રમતી,
સુસંગ રંગ તજી ચિત્તમાથી,
અધમ સંગમા ભમતી—હું૦
દ્યુત નાદી કરી જીવનને હુ,
મનમા અતિ હરખાતી,
કડવા ફળ અવલોકી નજરે,
પીટુ મસ્તક છાતી—હું૦ ૩
જુગારીઓને ભરતા કહું છુ,
દ્યુત કદિ નવ રમજો,
નરદેહ દુર્લભ પુન્યે પામી,
ભ્રમથી ભવમા ન ભમજો—હું૦ ૪

( ૧૯૧ )

## જુગારી પુરૂષ

રાગ ભૈરવી તાલ ખેમટો

(ધરી પ્રીતિ વીર ગુણ ગાઓ રે) એ ચાલ

જુગારીનુ જીવન જોવા આવો રે,
જોઇ જુગારીઓને જણાવો—હારે જોઇ૦

જુગારમાં અતિ સ્નેહે જામ્યો,
અધમ કાર્યનું કટુ ફળ પામ્યો;
અંતે બની બેઠો બાવો રે—જોઇ૦ ૧
ભાવ્યો ન મનમાં ઉદ્યોગ ધંધો,
ધનના લોભે થયો હું અંધો;
ફળ જોઇ બી વાવો રે—જોઇ૦ ૨
ધર્મ કરે સહુ શ્રાવણ માસે,
અધમ દુષ્ટ હું રહ્યો કુવાસે;
મરતાં કરૂં પસ્તાવો રે—જોઇ૦ ૩

( ૧૯૨ )

## ધનવાન જુગારી

રાગ કાફી તાલ દિપચંદી
( જીઆ તોકું સમજ ન આઇ ) એ ચાલ

હુંતો દ્યુત રમવાનો,
પામ્યો કટુ ફળ આજ—હુંતો
પંદર-લાખનું પાણી કરીને,
ખોઈ બાપની લાજ;
દુર્લભ દેહ માનવનો પામી,
ન ધરી દીનની દાજ—હુંતો ૧
નીતિ ધર્મનો ત્યાગ કરીને,
જે જન કરશે અકાજ;
દુઃખકર ફળ ભોગવશે તેતો,
દેશે કોઇ ન સાજ—હુંતો. ૨

જુગાર પાપે પાંચે પાડવ,
હાર્યા નારીને રાજ,
દમયતિ પતિ નલ પણ ધુતે,
ખોઇ બેઠા તાજ—હુતો. ૩

પાપનુ મૂળ જુગારને જાણો,
સુજે ન જેથી સુકાજ,
દ્યુત રમનારા મમ સમ જગમા,
અતે કરશે અવાજ—હુતો ૪

( ૧૯૩ )

## હુન્નર કળા

રાગ ભૈરવી તાલ ખેમટો
( પામ્યો પામ્યો પદ્મણી નારી રે ) એ ચાલ

નિરાધારની વિપદા વિદારો રે,
કરો હુન્નર કળાનો પ્રચારો,
હારે કરો હુન્નર કળાનો પ્રચા રો–નિરાધાર

જ્ઞાનદિપક પ્રગટાવો પ્રીતે,
વિત્તનો વ્યય કરજો ભલી રીતે,
દુખી દિલોને ઠારો રે—કરો, ૧

ભૂખે મરતા માનવ પેખી,
અધમાધમતા નજરે દેખી,
દેશ-દાઝ દિલ ધારો રે—કરો ૨

નાચ રંગમાં શું રાચો છો ?
ક્ષણિક કિર્તિને વાંછો છો ?
દુર્લભ ભવ નવ હારો રે.—કરો. ૩

હિમ્મતથી કરો દૂર કુધારો,
કરો સંઘમાં સદ્ય સુધારો;
શિવકર વચન વિચારો રે—કરો. ૪

( ૧૯૪ )

## સત્સંગ

રાગ ધનાશ્રી ત્રિતાલ

સત્સંગત સુખકાર—સમજો.

અવિદ્યા તિમીર વિદારણ કારણ,
રવી સમ જગ હિતકાર—સમજો૦ ૧

મલીનતા મનની દુર કરવા,
સુર સરીતા નિરધાર—સમજો૦ ૨

ન્યાય નીતિનાં પાઠ પઢાવે,
ભવજલ તારણ હાર—સમજો૦ ૩

પ્રેમામૃતનું પાન કરાવે,
ઠારીને ઠરનાર—સમજો૦ ૪

સેવાના મેવા ખવરાવે,
શિવકર સુખ દાતાર—સમજો૦ ૫

( १९५ )

## उन्मत्तने उपदेश

(જાડા હ્જ જરાતો ચેત) એ ચાલ

કરીલે સ્નેહે તુ સત્કાર,
પ્રભુસુત પ્રભુ સમગણીને રે—કરીલે૦

મત્તાના મદમા તુ માતો,
ક્ષણિક સુખોમા રગે રાતો,
ભૂલ્યો ભ્રમથી સત્ય સ્વરૂપ,
કુસગે વાસ કરીને રે ક૦ ૧

ગરીબ ગણીને ગાળો આપે,
વૃથા ક્રોધથી જે પર તાપે,
સાચા સાથી તેહજ માન,
વિલોકી જ્ઞાન નેત્રથી રે ક૦ ૨

કર્મ ભાવથી ભિન્ન જણાયે,
સ્વભાવ ગુણથી એક ગણાયે,
શિવકર દર મેવા સુખકાર,
સાચો ધર્મ ગણીને રે ક૦ ૩

( ૧૯૬ )

## સેવાધર્મ

(વાલા વેગે આવો રે) એ ચાલ.

પંથ મમત્વ નિવારો રે, સેવા ધર્મ સ્વીકારો રે;
ધર્મ મર્મ જાણીને હોજી,
ક્લેશ વિષે તો ધર્મની ગંધ ન હોય—પંથ૦

સાખી.

માનવ સુત ભુખે મરે, આપો સત્વર સાજ;
સાચા સ્નેહી સમજીને, ધારો દિલમાં દાઝ;
તપ-જપ-તિરથ સર્વમાં, ઉત્તમ સેવા જાજ;
બાંધવ રત્ન સુધારો રે—ધર્મ૦ ૧

સાખી.

મયુરના પીંછા વડે, વાયસ મયુર ન થાય;
નર વસ્ત્રો પહેરે કપિ, સ્વભાવ તો નવ જાય;
નરવર પણ ગુણ ગણવિના, ગુણી કહિ ન ગણાય;
જગ જીવોને ઠારો રે—ધર્મ૦ ૨

સાખી.

કેવળ કિરીયા કાંડથી, ન મળે મૂક્તિ ધામ;
જ્ઞાન સુધારસ પાનથી, પામે સહુ આરામ;
ક્રોધ, માન-માયા અને, મુકો લોભ તમામ;
શિવકર વચન વિચારો રે—ધર્મ૦ ૩

( ૧૯૭ )

## ધનવાનનો પસ્તાવો.

(ચેત તો ચેતાવુ તુને રે) એ ચાલ

સેવા ધર્મનો હુ મર્મ રે, સમજ્યો આજે,
ભ્રમથી મારગ ભૂલ્યો, ધનનાં મદમાં ડૂલ્યો,
ફૂલણુ થઈને ફૂલ્યો રે—સમજ્યો. ૧
મોહ મદિરા મે પીધી, ગરીબોને ગાળો દીધી,
આશીષો ન સ્નેહે લીધી રે—સમજ્યો. ૨
દયા દેવી દુર ભાગી, ક્રૂરતા તો કેડે લાગી,
ઉરમાં ન જોયુ જાગી રે—સમજ્યો. ૩
સાચો ધર્મ શીખ્યો આજે, સ્નેહે બેઠા સેવા જાજે,
મસ્ત થઈ મન ગાજે રે—સમજ્યો. ૪

( ૧૯૮ )

## સંગીત

રાગ ધનાશ્રી ત્રિતાલ.

કર સગીત રસ પાન—ઉમગે કર
કોકિલ પ્રતિદિન પ્રાતઃકાલમા,
રહે ગાને ગુલ્તાન. ઉ૦ ૧
દેહ ભાન ભૂલે મૃગ ગાને,
પશુને પણ છે સાન. ઉ૦ ૨

ભક્તો નિસદિન પ્રભુ ગુણુ ગાઇ,
રહે તાને મસ્તાન. ઉ૦ ૩
અમૃત સમ સુખકર સમજીને,
બંસી બજાવે કાન. ઉ૦ ૪
સંગીત રસનું પાન કરે તે,
માન તું દેવ સમાન. ઉ૦ ૫
પશુ, પંખી, નર, દેવ પ્રેમથી,
પ્રાણ કરે કુરબાન. ઉ૦ ૬

( ૧૯૯ )

## શિવાજીનો પસ્તાવો

(બચ્યા મત કરના અભિમાન) એ દેશી.

ધિઃક ધિઃક મારો આ અવતાર,
મુજને લાખો છે ફિટકાર. ધિઃક૦
નાશવંત આ તનને કાજે,
પરને પીડા આપું;
ઉપવાસી બ્રાહ્મણનાં કષ્ટો,
નિરખી મનમાં ન તાપુ. ધિઃક૦ ૧
ધન્યવાદ આપું બ્રાહ્મણને,
દેવ સ્વરૂપે માની;
દેવી સમ માતા તસ સુગુણી,
કરૂણા મૂર્તિ જાણી. ધિઃક૦ ૨

ગૃહસ્થાશ્રમા રહીને જે નર,
સેવા ધર્મ ન પાળે,
શ્વાન સમાન જીવન કરી પૂરણ,
નર્ક નિગોદ નિહાળે. ધિ૦ ક૦ ૩

ઉપકારી બ્રાહ્મણના કષ્ટો,
તન અર્પીને નિવારૂ,
ઉપકારો સભારી ઉરમા,
શિવકર પથ સ્વીકારૂં. ધિ૦ ક૦ ૪

( ૨૦૦ )

## ધન્યવાદ

( જીવડા હજી જાગ તો ચેત ) એ દેશી

ધન્ય ધન્ય શિવાજી શુરવીર,
પ્રબળ પ્રતાપી સમાણો રે—ધન્ય૦

રકની મેહુલી પાવન કરવા,
અનાથનો સ્નેહે કર ધરવા,
આવ્યો થઇને યોગીરાજ
દાઝ અતરમા ધારી રે—ધન્ય૦ ૧

આર્ય ધર્મના રક્ષણ કાજે,
હિમ્મતથી જે સિંહ સમ ગાજે,
યવનો સામે ભીડી બાથ,
જગલ મંગલ માને રે—ધન્ય૦ ૨

દયા વૃત્તિ પ્રગટાવી દિલમાં,
નિર્મમત્વી થઈ નિજ તનમાં
મમ સમ પામર પ્રાણી કાજ;
જીવન અર્પે પ્રીતે રે—ધન્ય૦ ૩

( ૨૦૧ )

## ધર્મીઓને

રાગ ભૈરવી તાલ ખેમટો

( ધરી પ્રીતિ મહાવીર ગુણ ગાવોરે ) એ ચાલ

દયા ધર્મીનું નામ ધરાવોરે,
કોઈ આવો બાળાને બચાવો હાંરે કોઈ—

અબળા પર કોઇ દયા કરો રે,
ઉપકાર વૃત્તિ હૃદય ધરો રે;
રાક્ષસથી છોડાવોરે—કોઇ૦ ૧

દયા ધર્મનાં મર્મને સમજો,
ધર્મનાં કાજે કષ્ટો ખમજો;
વિપદા વાદળ હઠાવો રે—કોઈ૦ ૨

બુઢ્ઢાજીને દેખી ડરૂં છું;
મૂઢ તાતનાં હાથે મરૂં છું;
નિષ્ઠુર સર્વે શું થાવો રે?—કોઇ૦ ૩

( ૨૦૨ )

## પાપી પિતાને પનારે પડેલી પુત્રીની પ્રાર્થના

રાગ કાફી-તાલ દીપચંદી

( છગ્યા તો કુ મમજ ન આય ) એ ચાલ

અબળાની અરજી સ્વીકારો,
લક્ષ્મીની વિપદા વિદારો—અબળા૦
ક્રૂર કસાઇ પાપી પિતાની, નિર્દય વૃત્તિ નિહાળો,
લક્ષ્મીની લાલચ અવલોકી, દિલમા દયા કંઈ ધારો,
દુર્લભ નરભવ શીદ હારો ?—અબળા૦ ૧
ગરીબડી આ ગાય બચાવી, બાંધી લ્યો પુન્યનો ક્યારો,
દયા ધર્મના મર્મને સમજી, બગડી બાજી સુધારો,
વીરનો બોધ સભારો—અબળા૦ ૨
ભારતની ભાવી દેવીનુ, સકટ સદ્ય સહારો,
દેશોદય કરવાને કારણ, કરજો દુર કુધારો,
વચન શિવકર આ વિચારો—અબળા૦ ૩

( ૨૦૩ )

## પિતાનો પસ્તાવો

રાગ દેશ તાલ ત્રિતાલ

( મારી નાડ તમારે હાથ )

મે તો બોળ્યુ બાપનુ નામ, અધર્મી હુ થયો છે,
લોભે લીધા કન્યાદામ, કુપથે હુ ગયો છે .મે તો

પુત્રી પર નવ રાખી પ્રીતિ, તજી દીધી મેં ધર્મને નીતિ;
ગ્રહી કુસંગે કુરીતી, અધમ પથ મેં લહ્યો રે-મેં ૧
સૌની સાંખે નિયધ લહું છું, લીધેલા પૈસા હું દઉં છું,
શુદ્ધ હૃદયથી કહું છું, પ્રથમનો નવ રહ્યો રે-મેં ૨

( ૨૦૪ )

## વૃદ્ધને અસર

રાગ આશાવરી-ત્રિતાલ

હું તો થયો અતિ અવિચારી, થઈ અધમાધમ વૃત્તિ મારી;
વૃદ્ધ લગ્નમાં મગ્ન બનીને, ભુલ્યો પથ સુખકારી;
પુત્રી વત્ લક્ષ્મી બાળાને, મનમાં ધારી નારી. હું૦ ૧
દાન ધર્મ; સત્કર્મ તજીને, વિષય રંગમાં રાતો;
વૃદ્ધ છતાં પણ યુવક બનીને, મનમાં બહુ મલકાતો. હું૦ ૨
લક્ષ્મીને પુત્રી ગણી મનમાં, યોગ્ય પતિ પરણાવું;
વિદ્યા અર્થે વિત્ત વાપરી, શિવકર સદન ચણાવું. હું૦ ૩

( ૨૦૫ )

## શ્રી રામના ઉદ્ગાર

રાગ આશાવરી-ત્રિતાલ

આજે ધન્ય જીવીતબરૂં મારૂં,
પિતૃ આજ્ઞા શિરપર ધારૂં—આજે૦
માત તાતને પ્રભુ સમ ગણીને,
જે સુત આજ્ઞા પાળે;

ભાગ્યવંત જગમા ગણુવો તે,
પિતૃ ભક્ત આ કાળે—આજે૦ ૧
વચન પાળવા મજ્જ થઇને,
વનમા પ્રીતે જાઉ,
તન-મન-ધન અર્પી આનદે,
કેકઇના ગુણુ ગાઉ—આજે૦ ૨
જગલમા મગળ સમજીને,
તાત વચનને પાળુ,
યોગી સમ નિસ્પૃહ બનીને,
ઉપાધિ સઘળી ટાળુ—આજે૦ ૩

( ૨૦૬ )

## ભીષ્મની ભીષ્મ પ્રતિજ્ઞા

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો ) એ ચાલ.

તાતની ચિંતા ચુરણ કરવાને ચાહુ,
એ વિણ અન્ન નવ ખાઉ રે—તાત
રાજ ઋદ્ધિ નવ ઇચ્છુ અતરમા,
માન પાન નવ ચાચુ,
તાતના ચિત્તને શાતિ મળે તો,
હર્ષોન્મત્ત થઇ નાચુ રે—તાત ૧
અગોપાગનુ કામ પડે તો,
પ્રિતે ચપુથી કાપુ,
માંગો તો આ ચર્મ ઉતારી,
સ્નેહ ધરીને આપુ રે—તાત ૨

દેવ ગુરૂને ધર્મ સમરીને
લહું નિયમ સુખકારી;
વિકાર વૃત્તિ તજી ચિત્તમાંથી,
રહું સદા બ્રહ્મચારી રે—તાત. ૩

( ૨૦૭ )

## પિતૃ ભક્ત ધર્મવ્યાધની ઋષિ કુમારને પ્રાર્થના

રાગ ભૈરવી–તાલ ખેમટો.

( ધરી પ્રીતિ મહાવીર ગુણ ગાવો રે ) એ ચાલ.

કરી કૃપા કૃપાળુ ! પધારો રે,
આ રંકનો જન્મ સુધારો. કરી
મંદિરમાં મમ દેવ બિરાજે,
નિવાસથી જસ પ્રાસાદ ગાજે;
વિલોકી વિપદ વિદારો રે–આ રંકનો. ૧
સુવર્ણ ચાંદીનાં નવ માનો,
હીરા માણેકનાં નવ જાણો,
દેહ ધારી પ્રભુ ધારો રે—આ રંકનો. ૨
કષ્ટ સહ્યાં બહુ વિધ મમ કાજે,
પ્રાણજીવન મમ નિરખો આજે
દર્શને પાપ નિવારો રે—આ રંકનો. ૩

( ૨૦૮ )

## પુત્રધર્મ

( વાલા વેગે આવો રે ) એ ચાલ

માત તાત ગુણ ગાઉં રે, પૂજન કરવા ચાહું રે.
ભક્તિ ઉરમા ધારીને હોજી,
દેવ ગણીને સેવા કરૂ દિન રાત—માત

સાખી

આગમ નિગમ વિલોકીને, પામ્યો ધર્મનો સાર,
વેદ પુરાન કુરાણથી, ભ્રમ ભાગ્યો નિરધાર,
પ્રગટ દેવ મા બાપ છે, ઇચ્છીત પૂરણ હાર,
નવરાવીને નાઉં રે—ભક્તિ ૧

સાખી

આણા ભગ કરૂ નહિ, એ રાખી મે ટેક,
ધર્મ તત્ત્વ જાણુ નહિ, મૂરખ ગણજો છેક,
પુન્ય પાપ સમજુ નહિ, ન મળે વિનય વિવેક,
ખવરાવીને ખાઉં રે—ભક્તિ ૨

( ૨૦૯ )

## પિતૃ સેવામાં આનંદ

( મારો પાનન કરીએ પનલ ) એ દેશી

માત તાત ગણીને દેવ, અધમ કુલને તે શોભાવ્યો,
કરી તન-મન ધનથી સેવ, સહુના મનમા ભાવ્યો,

સાખી

ભક્તિ નિહાળી અંતરે, પામ્યો હર્ષ અપાર;
ધન્યવાદ તુજને દઉં, લીધો જન્મનો સાર–અધમ ૧

સાખી

ટીલાં ટપકાં બહુ કરે, જગમાં મૂરખ લોક;
પિતૃ ભક્ત તુજ સારીખો, મળશે વિરલો કોઇ–અધમ ૨

સાખી

માત તાત ભૂખે મરે, પોતે માણે મોજ;
એવા દુષ્ટથી શ્રેષ્ટ છે, જંગલમાંના રોજ–અધમ ૩

( ૨૧૦ )

## ઋષિકુમારનાં ઉદ્ગાર.

રાગ સોરઠ ત્રિતાલ.

( મારી નાડ તમારે હાથ ) એ ચાલ.

પેખી પ્રગટ પણે તવ ભક્તિ, સ્તુતિ શી કરૂં રે ?
ભકિત વિણ નાવે કંઈ શકિત, વચન ગુરૂનાં સ્મરૂં રે. પેખી.

સેવ કરે મા બાપની પ્રીતે, પ્રમોદ ભાવ ધરીને ચિત્તે;
આજ્ઞા પાળે નિત્યે, દેખી દિલે ઠરૂં રે—પેખી૦ ૧

ધન્ય જીવીત સુખકર તવ જાણું, સાચો પિતૃ ભક્ત પીછાણું
શુદ્ધ હૃદયથી વખાણું, ભકિત ઉરે ભરૂં રે—પેખી૦ ૨

માત તાત સમ તિરથ ન મળે, ભવનાં પાપો એથી પ્રજળે;
મોહ માયા નવ છળે, કહું છું ખરેખરૂં રે—પેખી૦ ૩

( ૨૧૧ )

## કર્ત્તવ્ય બોધ.

આવે છે રે આવે છે સ્વરાજ સવારી આવે છે—એ ચાલ

સહુ હરજો રે સહુ હરજો રે,
કચ્છડાના કષ્ટો હરજો રે,
સહુ કરજો રે સહુ કરજો રે,
કચ્છ દેશનો ઉદયજ કરજો રે —સહુ

ગણી પ્રાણથી પ્યારી ભૂમિએ,
દુખડાની સામે જઝુમીએ,
એ માડી ને ઉદ્ધરજો રે—કચ્છડાના૦ ૧

કુસપ વૈરી ને દૂર કરી,
રગ રગમા ભક્તિ ભાવ ધરી,
માતાને માટે મરજો રે—કચ્છડાના૦ ૨

જે અમલી મદથી મદમાતા,
રૈયતને દુખ દેવા ચહાતા,
તેથી નવ દિલમા ડરજો રે—કચ્છડાના૦ ૩

મહોમેદન હિન્દુ ભાઈ છે,
એક માત તાતની સગાઇ છે,
એ બંધુભાવ ન વિસરજોરે—કચ્છડાના૦ ૪

દિલમા સૌ ભ્રાતૃભાવ ધરો,
મતભેદો સઘળા દૂર કરો,
કર્ત્તવ્ય ધર્મ નીત સ્મરજો રે—કચ્છડાના૦ ૫

એકજ વહાણે બેઠા સાથે,
હલેસા લ્યો હાથો હાથે;
તારીને સહુને તરજો રે—કચ્છડાનાં૦ ૬
'મહારાવ'ની મુલાકાત લેજો,
વિણ સંકોચે કષ્ટો કહેજો;
શાંતિથી શિવપદને વરજો રે—કચ્છડાનાં૦ ૭

( ૨૧૨ )

## જાગ્રત પ્રજા

રાગ—ભૈરવી લાવણી.

જાગ્યા જાગ્યા કચ્છી વીરો,
કરવાને કચ્છ દેશ ઉદ્ધાર;
પ્રજા જીવનને જાગ્રત કરવા,
કમ્મર બાંધી થયા તૈયાર—જાગ્યા૦ ૧
અમલદારીનાં દુઃખ દૂર કરવા,
સંગઠ્ઠન છે એક ઉપાય;
અમોઘ શસ્ત્ર સંપનો સાચો,
સંપવિના સિદ્ધી નવ થાય—જાગ્યા૦ ૨
રામ, યુધિષ્ઠીર હજી સંભારે,
પ્રજા પ્રેમથી વારંવાર;
વિક્રમ, શ્રેણિક, અશોક ને વળી
મનમાં સમરે ભોજ, કુમાર—જાગ્યા૦ ૩
સત્તાના મદમાં માચીને,
જુલ્મ પ્રજાપર કરશે જેહ;

હજારો વર્ષ લગે ઇતિહાસે,
ગવાશે જગમા જુલ્મી તેહ—જાગ્યા૦ ૪

ગાડર સમ જે જુલ્મ સહેછે,
વચન ન બોલે મુખથી લગાર,
તે પણ ગુન્હેગારમા ગણાયે,
જુલ્મીનો છે સહાય દેનાર—જાગ્યા૦ ૫

બોલે તેના બોર વેચાયે,
માગે તેને મળે જરૂર,
માગ્યા વિણ માતા નવ પીરસે,
એ કહેવત છે, જગ મશહુર—જાગ્યા૦ ૬

પ્રજા પુકાર સુણી 'મહારાજા',
દયાળુ દિલથી દેશે ન્યાય,
અમલદાર પણ દિલમા ડરશે,
જાગ્રત પ્રભુ પેખી મનમાય—જાગ્યા૦ ૭

કચ્છ નરેશ પ્રજાનુ પાણી,
નિરખી થાશે ખુશી અપાર,
દુખ દૂર કરશે પ્રજા જનોના,
દીર્ઘ દૃષ્ટિથી કરી વિચાર—જાગ્યા૦ ૮

પિતા પુત્ર સમ રાજા રૈયત,
વર્તે જ્યારે સમજી મન,
નિજ નિજના ધર્મો જાણીને,
શિવ કહે સાર્થક કરશે તન—જાગ્યા૦ ૯

( ૨૧૩ )

# પ્રજાને પ્રશ્નો

કવાલી.

કચ્છનાં કોડીલા વીરો !,
દેશ ઉદ્ધારશો ક્યારે ?,
ઉમંગી સાહસી અમીરો !,
વિપદ 'વિદારશો' ક્યારે ?—કચ્છનાં.

ધીર, ગંભીર, ટેકી છો,
વિચારી ને વિવેકી છો;
અજ્ઞાની બાંધવો બ્હેનો,
સ્નેહથી સુધારશો ક્યારે ?—કચ્છનાં. ૧

નફા ટોટાને જાણો છો,
મન ગમતી મોજ માણો છો;
દેશના વિકટ પ્રશ્નોનોને,
એકાંતે વિચારશો ક્યારે ?—કચ્છનાં. ૨

દિલાવર દિલનાં દાતા છો,
વૈભવમાં રંગે રાતા છો;
પીડીત માતાની પીડાઓ,
પ્રેમથી નિવારશો ક્યારે ?—કચ્છનાં. ૩

બતાવી બહાદૂરી પૂરી,
કીધી છે નામના રૂડી;

ડૂબે છે નાવ મધ દરીએ,
કાઠડે ઉતારશો ક્યારે ?—કચ્છના. ૪

પ્રયત્ને વિત્ત કમાવો છો,
જરૂરી જગ જમાવો છો,
"કચ્છડાનાં અમે કચ્છી"
કહે શિવ ઉચ્ચારશો ક્યારે ?—કચ્છના ૫

( ૨૧૪ )

## અંજારનું આમંત્રણ

બેઠા શું ? આહી—એ ચાલ

'અંજાર'મા ઝટ આવો રે,
જો કરો 'કચ્છી' નો દાવો રે,
વીરો રે—અંજારમા.

નભમંડળમા વીણા વાગે,
શ્રવણ કરી જગ જનતા જાગે,
સ્વાધિન સુખ સહુ માગે,
'પત્રક'મા નામ નોધાવો રે,
વીરો રે—અંજારમા ૧

દલિતો નિર્ભય થઇને બોલે,
અબળાઓ પણ અંતર ખોલે,
મસ્તીમા મજુરો ડોલે,
પ્રેરણામૃત પાવો રે,
વીરો રે—અંજારમા ૨

સકળ જગતનાં યુવકો જાગ્યા,
વિલાસ વૈભવનાં સુખ ત્યાગ્યા;
સેવા કરવા લાગ્યા;
**ક્રાંતિના** બીજો વાવો રે;
વીરો રે—અંજારમાં ૩

નાત જાતનાં ભેદ ન રાખો,
અભેદ અમ્રત પ્રીતે ચાખો;
કટુ વચનો નવ. ભાંખો,
જનનીને શોભાવો રે;
વીરો રે—અંજારમાં ૪

ગુણીજનનાં ગુણ કિર્ત્તન કરવાં,
**સતાને સતીઓ** સ્નેહે સ્મરવા;
રગ રગ ભકિત ભરવા,
કોડીલાઓ ! ધાવો રે;
વીરો રે—અંજારમાં ૫

ઉત્સાહ ધરજો અંગો અંગે,
સાધન સઘળાં લેજો સંગે;
રહેજો નિત્ય ઉમંગે,
**'શિવ'**કર જંગ જમાવો રે;
વીરો રે—અંજારમાં ૬

